હઝરત ફરમાવ્યું છેઃ—

"ખુદા જેના વિષે ભલાઈ ધારે છે તેને દીનમાં સમજ આપે છે."

# બેહેશ્તી ઝેવર

## અથવા

# સ્વર્ગનું ઘરેણું.

## ભાગ ૩ જો.

છપાવી પ્રસિધ્ધ કર્તાઃ—

અબ્દુર્રહીમ બિન મૌલવી ગુલામ મુહમ્મદ સાદિક
મેનેજર, કુતુબ ખાનએ સાદેકીયહ. રાંદેર. જી. સુરત.

રમઝાન સને ૧૩૪૮ હીજરી.

આવૃતિ ત્રીજી ] [ પ્રત ૧૦૦૦

કીંમત ૬ આના.

# પ્રકાશકના બે બોલ.

હમદ અને સલાત પછી દીનના એક અદના સેવકની અરજ છે કે બેહેસ્તી ઝેવરના ત્રીજા ભાગની આ ત્રીજી આવૃતી છપાવી બહાર પાડતાં આનંદ થાય છે. કે પ્રથમની આવૃતીઓ કરતાં આ વખતે કેટલીક સુધારો વધારો કરવામાં આવ્યો છે. સુધારાથી એ, મતલબ નથી કે ... મસઅલાઓ ખોટા હતા તેને દુરૂસ્ત કરવામાં આવ્યા હોય બલકે જે ઈબારતથી ... રીત સમજમાં નહિ આવતી હતી તેમ એક બીજી મતલબ પણ તેથી ... અર્થનું અનર્થ થઈ જતુ હતું તેને સુધારી દેવામાં આવ્યું. અને જરૂ. ... કેટલીક જગ્યામાં નોટો પણ વધારવામાં આવી છે જે ઘણી ઉપયોગી છે. અને વધારામાં દરેક મસઅલાની સાથે દાખલા પણ આપવામાં આવ્યા છે કે આ મસઅલો કયાંથી કઈ કીતાબના આધારે લેવાયો છે તેનું નામ પણ લખવામાં આવ્યુ છે તથી હવે કોઇ મકકારી પેટ પુજુ મૌલવી પણ એ મસઅલાઓને ખોટા ઠેરવી ભોળા મુસલમાનોને બહેકાવે નહિ. વિષેસમાં દુઆ ગુજારૂં છું કે ખુદાવન્દ કરીમ અમને અને તમને એમાં લખાએલ મસલાઓ ઉપર અમલ કરવાની તોફીક આપે અને ખાતેમો ખૈરની સાથે થાય આમીન.

લિ. અબ્દુર્રહીમ.

## આ ત્રીજા ભાગમાં કેટલા વિષયોનો સમાવેશ થયો છે તેઓની લીસ્ટ.

હઝરતે ફરમાવ્યું છેઃ—

"ખુદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે."

# બેહેશ્તી ઝેવર

## અથવા

# સ્વર્ગનું ઘરેણું.

### ભાગ ૩ જો.


છપાવી પ્રસિધ્ધ કર્તાઃ—

અબ્દુર્રહીમ બિન મૌલવી ગુલામ મુહમ્મદ સાદિક

મેનેજર, કુતુબ ખાનએ સાદેકીયહ, રાંદેર, જી. સુરત.



રમઝાન સને ૧૩૪૮ હીજરી.

આવૃત્તિ ત્રીજી.] [પ્રત ૧૦૦૦





સુરત, ભાગાતાલાબ રોડ ઉપર આવેલા મુસ્લિમ-ગુજરાત પ્રેસમાં

અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદે છાપી.

કીંમત છ આના.

# પ્રસ્તાવના.

તમામ તારીફ ખોદાને વાસ્તે છે. અને બેહદ દરૂદ અને સલામ હઝરત મોહમ્મદ માટે અને તેવણુની આલ અને સહાબા માટે છે !

એ પછી ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફિઝ સાદેક (ખુદા તેના હાલને સુધરેલો રાખે અને પોતાની મોહબ્બત આપે,) કહે છે કે દલીલો અને વારંવારના અનુભવોથી એ વાત યકીન અને સાબેતીના દરજ્જાને પોંહચી ચુકી છે કે આ જમાનામાં મુસલમાનોની ખરાબીઓનો એક વધારે મોટો ભાગ ઓરતોની અભણુતા છે. જેને સુધારવું જાહેર છે કે કેળવણી વગર બીજું કંઈ થઈ શકતું નથી. એ સવાલ તમામ અકકલવાળા અને કેળવણી પામેલા સાહેબોએ માન્ય કીધો છે. અને સર્વ એ વાતપર એકે મતે છે.

હવે રહી એ વાત કે તે દીની કેળવણી છે કે દુન્યાની ? એ સવાલ પુછતાં અભીપ્રાયમાં વિરૂધ્ધતા હોવી સંભવિત છે. પણ જરા ધ્યાન દોડાવતાં એ વાતનો ફેસલો સહેલાઈથી થઈ શકે છે.

વાતચીત, ચાલચલણ અને લેણદેણનો આધાર સારી રીતભાત અને નેકીઓપર છે. અને સારી વર્તણુંક અને નેકીઓ દીની ઇલ્મ સંપાદન કરવાથીજ હાંસલ થઈ શકે છે.

અને વાતચીત, ચાલચલણ અને લેણદેણમાં દરમીયાની રસ્તે ચાલવું એ વાત જ્યાં સુધી માણસના વિચારો સુધરેલા નહિ હોય ત્યાં સુધી થઈ શકતુંજ નથી. કેમકે કોઇપણ સારા અને વખાણવા લાયક કામના કર્તાથી તેના મનના વિચારો સુધરવા વગર થઈ શકવું એવુંજ છે કે જાણે એક ગલાસની અંદર મુળ વગરનો ફુલોનો તોરો હોય કે જે બે દહાડા કરતાં વધારે પ્રફુલ્લીત રહી શકતો નથી...

અને તેથીજ કરીને દુનીયાના ઇલ્મનો આધાર મનના સુધરવા ઉપર આધાર રાખે છે. અને ઘણીજ દ્રઢતાથી એ વાતનો દાવો કરવામાં આવે છે કે મનના વિચારો સુધારવાને વાસ્તે દીની ઇલ્મના જેવો કોઇપણ કાયદો કે મુકરર કીધેલી દ્રઢ વર્તણુંક જોખમદાર નહિ થઈ શકી અને નહિ થઈ શકે છે.

એ સિવાય દરમાયાની રસ્તે ચાલવું એ પણ દીની હુકમોમાં જેવી રીતે મળી આવે છે તેવી બીજે કેથે પણ મળી આવતી નથી, કે જે રાજ્યકારોબારી ઇલ્મ જાણનારાઓ ઉપર છુપું નથી. તેથી કરીને સૌને વાસ્તે અને ખાસ કરીને ઓરતો વાસ્તે કેળવાયલા થવા માટે કોઇપણ જાહેર સાધન નથી. તો પ્રથમ બહુજ અવશ્યનું છે કે કોઈ ચોપાન્યું દીની ઇલ્મની તમામ બાબતોનું એવું લખાય કે જેમાં ખાસ કરીને અકીદાઓ ઇબાદતો સારી વર્તણુંકો અરસપરસના હકો અને મનને સુધારવાની કેળવણી અપાયલી હોય અને તેનીજ સાથે દુનીયાના ગુજરાન અને વિદ્વાનોના અનુભવો અને બચ્ચાંઓને કેળવણી આપવાની રીત અને તંદુરસ્તી જાળવી રાખવાની સુચનાઓ અપાયેલી હોય.

અલ્લાહ તઆલાનું લાખ લાખ શુકર છે કે ઘણી મુદતની આ મનની ઇચ્છા પુરી થઈ અને એવી અગત્યતા પુરી પાડવાને વાસ્તે બેહેસ્તી ઝેવર નામનો એક રિસાલો દશ ભાગમાં ઉર્દુમાં હઝરત મોલાના મોલવી અશરફઅલી સાહેબે રચ્યો જે રિસાલો અનેક પ્રેસોમાં છપાઈ પ્રગટ થયો અને ખોદા પાકના ફઝલથી તેના આ ત્રીજા ભાગે ગુજરાતીમા ભાષાંતર થઈ પબ્લીકમાં પોતાનો દેખાવ આપ્યો.

# બેહેશ્તી ઝેવર ભાગ ૩ જો.




## ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નાંમથી·

### રોઝાનું બયાન.

હદીસ શરીફમાં રોઝાનો મોટો સવાબ વર્ણવેલો છે, અને અલ્લાહ તઆલા આગળ રોઝદારનો મોટો રૂતબો છે.

નબી ( સલ ) એ ફરમાવ્યું છે કે જેણે ફકત અલ્લાહ તઆલાને જ વાસ્તે રમઝાનના રોઝા સવાબ સમજીને રાખ્યા તો તેના આગળા તમામ ગુનાહો બક્ષી દેવામાં આવે છે.

અને હઝરત નબી (સલ.) એ ફરમાવ્યું છે કે રોઝદાર માણસના મોંની ગંધ અલ્લાહ તઆલા આગળ કસ્તુરીની સુગંધી કરતાં પણ વધારે પ્યારી છે * કયામતને દહાડે રોઝાનો અપાર સવાબ મળશે.

---

* એટલે કિયામતના દિવસે રોઝાની દુર ગંધીને બદલે કસ્તુરીથી પણ વધુ શ્રેષ્ટ સુગંધી રોઝાદારને આપવામાં આવશે અને તે સુગંધી ખુદાને ખાગી

રિવાયત છે કે રોઝદારોને વાસ્તે કયામતને દહાડે અર્શની નીચે દસ્તરખ્વાન (જે સુગડા પર ખાણુ પીરસવામાં આવે છે તેના) ઉપર ખાણું મુકવામાં આવશે તે લોકો તેના ઉપર બેસીને ખાણું ખાશે, અને બીજા સૌ લોકો તો હજી હીસાબમાં જ ગુંથાયલા હશે તેથી કરીને તે લોકો (જેઓ સાથે હિસાબ કિતાબ થઈ રહેલો હશે) કહેશે કે આ લોકો કેવા છે કે ખાવા પીવામાં લાગેલા છે, અને અમે હજી હિસાબમાંજ ગુંથાયલા છીએ. તેઓને જવાબ દેવામાં આવશે કે એ લોકો રોઝા રાખ્યા કરતા હતા, અને તમે નહીં રાખતા હતા.

રોઝો પણ ઇસ્લામી દીનનો મોટો રૂકન (મોટો ભાગ) છે. જે માણસ રમઝાનના રોઝા નહીં રાખશે તો મોટો ગુનોહ (તેનાથી) થશે, અને તેનો દીન કમજોર થઈ જશે.

**૧ મસઅલો.** રમઝાન શરીફના રોઝા ગાંડા અને નાબાલેગ સિવાય દરેક મુસલમાન પર ફરજ છે, જ્યાંસુધી કોઈ ઉજર ન હોય ત્યાંસુધી રોઝો છોડી દેવો જાયઝ નથી, અને જો કોઈ માણસ રોઝાની નજર કરે (માનતા માને) તો રોઝો નઝર કરવાથી ફરજ થઇ જાય છે, અને એ સિવાય બાકીના રોઝા નફિલ છે, રાખે તો સવાબ છે, અને નહીં રાખે તો કંઈ ગુનહો નથી. પણ ઈદ અને બકરઈદને દહાડે અને બકરઈદ પછીના ત્રણ દિવસોમાં રોઝો રાખવો હરામ છે. (દુર્રે મુખ્તાર-શામી. જી. બીજી.)

**૨ મસઅલો.** જ્યારથી સવારની નમાઝનો વખત શુરૂ થાય છે, ત્યારથી લઇને સૂર્ય આથમે ત્યાંસુધી રોઝાની નૈયતથી સૌ ખાવું અને પીવું છોડી દે, અને ધણી સાથે સંભોગ (સોહબત) પણ કરે નહીં એનેજ શરએ (શરીઅતમાં) રોઝો કહે છે. (શામી. જી. બીજી.)

**૩ મસઅલો.** જીભથી નૈયત કરવી અને કંઈ બોલવું જરૂરી નથી પણ જ્યારે દિલમાં એવું ધ્યાન હોય કે આજે મારો રોઝો છે, અને આખો દિવસ કંઈ ખાધું પીધું અને સોહબત કરાવી નહોય તો તેનો રોઝો થઈ ગયો, અને જો કોઈ જીભથી પણ બોલે કે "ઓ અલ્લાહ હું કાલે તારો રોઝો રાખીશ" અથવા અર્બીમાં બોલે કે "**બેસોમે ગદીન નવયતો.**" તો પણ કંઈ હરકત નથી એ પણ સારૂં છે. (દુ. મુ. જી. ૨)

**૪ મસઅલો.** અગર કોઇએ આખો દિવસ કંઈ ખાધું પીધું નહીં સવારથી સાંજ સુધી ભુખી અને તરસી રહી પણ મનમાં રોઝાનો ઇરાદો નહતો, તેમ જ ભુખ પણ લાગી નહીં અથવા કોઈ બીજા સબબથી ખાવા પીવામાં આવ્યું નહીં તો તેનો રોઝો નહીં થયો. જો મનમાં તેણી રોઝાનો ઇરાદો કરી લેત તો રોઝો થઈ જતે. (દુ. મુ.-શામી. જી. ૨)

**૫ મસઅલો.** શરેઅ (ના હુકમથી) થી રોઝાનો વખત સવાર*થી શુરૂ થાય છે જેથી કરીને જ્યાંસુધી સવાર નહીં પડે, ત્યાંસુધી ખાવું પીવું વિગેરે સૌ જાયઝ છે. કેટલીક ઓરતો પાછલી રાત્રે સેહરી ખાઈ રોઝાની નૈયતની દોઆ પઢીને સુઈ જાય છે, અને સમજે છે કે હવે નૈયત કીધા પછી કંઈ ખાવું પીવું નહિ જોઇએ. તેઓનો એ વિચાર ખોટો છે. જ્યાં સુધી સવાર નહીં પડે ત્યાંસુધી બેફકર ખાય પીએ અગર જો તેણીએ નૈયત કીધી હોય, અથવા નહીં કીધી હોય. (શામી. જી. ૨)

## રમઝાન શરીફના રોઝાનું બયાન,

**૬ મસઅલો.** રમઝાન શરીફના રોઝાની જો રાતથી નૈયત કરીલે તો પણ ફરજ અદા થઈ જાય છે, અને અગર રાતના રોઝો રાખવાનો ઇરાદો નહતો, અને સવાર પડી ગઇ તે છતાં એવું જ ધ્યાન રહ્યું કે આજે હું રોઝો રાખીશ

* સવારથી મતલબ "સુબ્હ સાદિક" છે.

**પ્યારી હશે અને આ બદબો તે સુગંધીના મળવાનું કારણ રૂપ છે એટલા માટે આ પણ ખુદાને દુન્યામાં કસ્તુરીની સુગંધીથી વધુ પ્યારી છે. એનાથી એ મતલબ નથી કે દાતણ કરવામાં નહીં આવે અને મોઢામાં દુરગંધી રહેવાદે.**

નહીં. પછી દહાડો ઉગ્યા બાદ વિચાર આવ્યો કે ફરઝને છોડી દેવું બુરૂં છે; તેથી કરીને હવે રોઝાની નૈયત કરી લીધી ત્યારે પણ રોઝો થઈ ગયો, પણ જો સવારે કંઈ ખાધું પીધું હોય તો નૈયત કરી શકતી નથી. (દુ. મુ. શામી. જી. ૨)

**૭ મસઅલો.** અગર કંઈ ખાધું પીધું નહોય ત્યારે બપોર થાય તેના એક કલાક * આગળ રમઝાનના રોઝાની નૈયત કરી લેવી જાયઝ છે. (શામી જી. ૨ હિદાયા જી. ૧)

**૮ મસઅલો.** રમઝાન શરીફના રોઝામાં માત્ર એટલી નૈયત કરવી બસ છે કે આજે મારો રોઝો છે. અથવા રાતના એટલો વિચાર કરી લે કે કાલે મારો રોઝો છે. ફક્ત એટલી નૈયતથી પણ રમઝાનનો રોઝો અદા થઈ જશે. અગર નૈયત કરવામાં ખાસ એ વાતનો વિચાર નહીં કર્યો હોય કે રમઝાનનો રોઝો છે કે ફરઝ રોઝો છે, ત્યારે પણ રોઝો થઈ જશે. (શામી જી. ૨)

**૯ મસઅલો.** રમઝાનના મહિનામાં અગર કોઈએ એવી નૈયત કીધી કે કાલે હું નફિલ રોઝો રાખીશ; રમઝાનનો રોઝો રાખીશ નહીં. એટલુંજ નહીં પણ એ રોઝાની ફરી કદી કઝા રાખી લઇશ. ત્યારે પણ રમઝાનનોજ રોઝો થશે નફિલ રોઝો થશે નહીં. (દુ. મુ. શામી.)

**૧૦ મસઅલો** પાછલા રમઝાનનો રોઝો કઝા થઈ ગયો હતો અને આખો વરસ વિતી ગયો. હજી સુધી તેની કઝા રાખી નહીં; ફરી જ્યારે રમઝાનનો મહિનો આવ્યો ત્યારે તેજ કઝાની નૈયતથી રોઝો રાખ્યો ત્યારે પણ રમઝાનનોજ રોઝો થશે. અને કઝાનો રોઝો થશે નહીં. કઝાનો રોઝો રમઝાન પછી રાખે. (દુ. મુ. શામી.)

**૧૧ મસઅલો.** કોઈએ માનતા માની કે જો મારૂં ફલાણું કામ થઈ જાય તો હું અલ્લાહ તઆલાને વાસ્તે બે રોઝા અથવા એક રોઝો રાખીશ ફરી જ્યારે રમઝાનનો મહિનો આવ્યો ત્યારે તેણીએ તેજ માનતાના રોઝા રાખવાની નૈયત કીધી; રમઝાનના રોઝાની નૈયત કીધી નહીં. ત્યારે પણ રમઝાનનોજ રોઝો થયો. નઝરનો રોઝો અદા થયો નહીં. નઝરના રોઝા રમઝાન પછી ફરી રાખે. એ સૌનો સાર એ નીકળ્યો કે રમઝાનના મહિનામાં જ્યારે કોઈ રોઝાની નૈયત કરશે તો રમઝાનનો રોઝો થશે, બીજો કોઈ રોઝો થશેજ નહીં. (દુ. મુ. શામી.)

**૧૨ મસઅલો.** શાબાનની ૨૯ મી તારીખે જો રમઝાનનો ચાંદ દેખાય તો સવારમાં રોઝો રાખો. અને જો નહીં દેખાય અથવા આકાશ પર વાદળાં હોય અને ચાંદ નજરે પડે નહીં તો સવારે રોઝો રાખશો નહીં હદીસ શરીફમાં એવી રીતે રોઝો રાખવાની મનાઈ આવેલી છે. એટલુંજ નહિં પણ શાબાન મહિનાના ત્રીસ દહાડા પૂરા કીધા પછી રમઝાનના રોઝા શરૂ કરો. (હિદાયા જી. ૧)

**૧૩ મસઅલો.** શાબાન મહિનાની ૨૯ તારીખે વાદળાં હોવાથી રમઝાન શરીફનો ચાંદ નહિ દેખાયો. ત્યારે સવારે નફિલ રોઝો પણ રાખશો નહિ. પણ કદી એવી તક આવી લાગે કે હંમેશ પીરને દહાડે અને જુમેરાતને દિવસે અથવા બીજા કોઈ અમુક દહાડે રોઝો રાખતી હતી અને કાલે તેજ દહાડો છે ત્યારે સવારે નફિલની નૈયતથી રોઝો રાખવો બેહતર છે. ફરી અગર કોઈ ઠેકાણેથી ચાંદ થવાની ખબર આવી ગઈ ત્યારે તેજ નફિલ રોઝાથી રમઝાનનો ફરઝ (રોઝો) અદા થઈ ગયો. હવે તેની કઝા રાખે નહિ. (હિદાયા જી. ૧)

**૧૪ મસઅલો.** વાદળાંના સબબથી (શાબનની) ૨૯ મી તારીખે રમઝાનનો ચાંદ નહિ દેખાયો ત્યારે બપોર થાય તેથી એક કલાક પહેલાં સુધી કંઈ ખાશો પીશો નહિ. જો કોઇ

---

* એનો કાયદો એવો છે કે પ્રથમ જોવું જોઇએ કે સુબ્હ સાદિક કેટલે વાગે થાય છે અને સુર્ય કેટલે વાગે આથમે છે અને એની વચ્ચે કેટલા કલાકનો અંતર છે. ફરી તે કલાકનું અળધું ગણી લેવું ત્યારે જો તે અળધાની અંદરજ નિયત કરીલીધી હશે તો રોઝો થઈ જશે. અને જો અળધો અથવા એથી વધુ વખત પસાર થઇ ગયો હશે ત્યારે રોઝો થશે નહીં એક કલાકનો વખત બચાવ અર્થે લખ્યો છે.

ઠેકાણેથી ચાંદની ખબર આવી જાય તો હવે રોઝાની નૈયત કરી લેશો અને જો ખબર નહિ આવે તો ખાશો અને પીશો. (દુ. મુ. શામી જી. ૨)

**૧૫ મસઅલો** (શાબાનની) ૨૯ મી તારીખે જો ચાંદ નહીં થયો તો એમ નહિ ધારશો કે કાલનો દહાડો રમઝાનનો તો નથી ગયા વરસના રમઝાનનો જે એક રોઝો મારે માથે કઝા રાખવાનો છે ચાલો તે કઝા રાખી લઉં; અથવા કોઈ મન્નત માની હતી તેનો રોઝો રાખી લઉં. તે દહાડે તો કઝાનો રોઝો, કફ્ફારાનો રોઝો અને નઝરનો રોઝો રાખવો પણ મકરૂહ છે; કોઈપણ રોઝો રાખવો નહિ જોઈએ. જો કઝા કે નઝરનો રોઝો રાખી લીધો પછી કોઈ ઠેકાણેથી ચાંદ થવાની ખબર આવી. ત્યારે પણ રમઝાનનોજ રોઝો અદા થશે. કઝા અને મન્નતનો રોઝો ફરીથી રાખે, અને જો ખબર નહિ આવી તો જે રોઝાની નૈયત કીધી હતી તેજ અદા થઈ ગયો. (શામી. જી. ૨)

## ચાંદ જોવાનું બયાન.

**૧૬ મસઅલો.** જો આસમાનપર વાદળાં હોય અથવા અંધકાર હોય એથી કરી રમઝાનનો ચાંદ દેખાયો નહીં; પણ એક પરહેજગાર દીનદાર સાચા માણસે આવીને ગવાહી દીધી, કે મેં રમઝાનનો ચાંદ જોયો છે ત્યારે ચાંદ સાબેત થઈ જશે. પછી તે સાક્ષી દેનારા મરદ અથવા ઓરત હોય. (તોપણ તે સાક્ષી સાચી ગણાશે.) (હિદાયા જી. ૧)

**૧૭ મસઅલો.** અને જો વાદળાંના સબબથી ઈદનો ચાંદ દેખાયો નહીં ત્યારે એક માણસની ગવાહી માતબર ગણાશે નહીં. પછી તે ગમે તેવો મોટો ભરોસેદાર આદમી કેમ ન હોય. પણ જ્યારે બે માતબર પરહેજગાર મરદો અથવા એક દીનદાર મરદ અને બે દીનદાર ઓરતો પોતે ચાંદ જોયો છે એવી ગવાહી દીએ ત્યારે ચાંદ સાબેત થશે. અને જો ચાર ઓરતો સાક્ષી દીએ ત્યારે પણ ગવાહી કબુલ રાખવામાં આવશે નહીં. (હિદાયા જી. ૧)

**૧૮ મસઅલો.** જે માણસ દીન ઉપર ચુસ્ત નથી પણ (કબીરા) ગુનાહો કરતો રહે છે જેમકે નમાઝ પઢતો ન હોય અથવા રોઝા રાખતો ન હોય અથવા જુઠું બોલ્યા કરે છે અથવા બીજો કોઈ (કબીરો) ગુન્હો કરે છે, શરીઅતપર ચુસ્ત રીતે ચાલતો ન હોય, ત્યારે શરીઅતમાં તેની વાતનો કંઈપણ ભરોસો નથી. પછી ગમે તેટલી કસમો ખાઈને તે કેમ બયાન નહીં કરતો હોય, એટલુંજ નહીં પણ એવાજ જો બે ત્રણ માણસો હોય તેઓ પણ ચાંદ વિષે ગવાહી દેવામાં માતબર ગણાશે નહીં. (દુ. મુ. જી. ૨)

**૧૯ મસઅલો.** આ જે મશહુર છે કે જે દહાડે રજબની ચોથી (તારીખ) હોય છે તેજ દહાડે રમઝાનની પહેલી હોય છે. એ વાતનો શરીઅતમાં જરા પણ ભરોસો નથી. જો ચાંદ નહીં થાય તો રોઝો રાખવો નહીં જોઈએ. (દુ. મુ. શામી જી. ૨)

**૨૦ મસઅલો.** ચાંદ જોઈને એમ કહેવું કે ચાંદ બહુજ મોટો છે કાલનો માલમ પડે છે, બુરૂં છે. હદીસે શરીફમાં આવેલું છે કે એ (વાત કહેવી) કેયામતની નીશાની છે. * જ્યારે કેયામત પાસે આવશે ત્યારે લોકો એ પ્રમાણે કહ્યા કરશે. સાર એ કે ચાંદનું મોટું અથવા નાનું હોવું એપણ ઓગણત્રીશ અથવા ત્રીશમું ચાંદ હોવાને વાસ્તે કંઈ માતબર વાત નથી. તેમજ હિન્દુઓની વાતપર ભરોસો કરશો નહીં કે આજે બીજ છે તો આજે ચાંદ નક્કી છેજ. શરીઅતની રૂએ એ સૌ વાતો નકામી છે. (દુ. મુ. શામી જી. ૨)

**૨૧ મસઅલો.** જો આકાશ બીલકુલ સાફ હોય (વાદળાં ન હોય) તો બે ચાર માણસોની ગવાહીથી પણ ચાંદ સાબેત થશે નહીં; પછી તે ચાંદ ગમે તો રમઝાનનો હોય અથવા તો ઈદનો હોય, જો એટલા બધા માણસો, "અમે પોતે

* એની એ મતલબ છે કે કિયામતની નજીક જે મોટી મોટી નિશાનીઓ જાહેર થશે તેમાંની એક આ પણ છે.

ચાંદ જોયો છે" એમ બયાન કરે, કે જેથી દિલ સાક્ષિ આપે કે એ સૌ જુદી વાત બનાવીને આવ્યા નથી, એટલા બધા લોકો જુઠું બોલે એ કોઈ તરેહથી થઈ શકતુંજ નથી ત્યારે ચાંદ સાબેત થશે. (હિદાયા જી. ૧)

**૨૨ મસઅલો.** આખા શહેરમાં એ વાત મશહુર છે કે કાલે ચાંદ થઈ ગયો બહુ માણસોએ જોયો. બહુ શોધવા અને ઢુંઢવા પછી પણ એવું કોઈ માણસ મળતું ન હોય કે જેણે પોતે ચાંદ જોયો હોય (એમ બયાન કરે) તો એવી ખબરનો કંઈ બરોસો નથી. (શામી જી. ૨)

**૨૩ મસઅલો.** કોઈએ રમઝાનનો ચાંદ પોતે એકલાએજ જોયો. તેના શિવાય શહેરમાં કોઈએ પણ જોયો નથી. પણ તે શરીઅત પ્રમાણે ચાલતો ન હોય (ફાસેક અથવા બિદઅતી હોય) ત્યારે તેની ગવાહીથી શહેરવાળા લોકો તો રોઝો રાખે નહીં. પણ તે માણસને પોતાને રોઝો રાખવો જોઈએ. અને હવે એકલા જોનારે ત્રીશ રોઝા પુરા કીધા પણ ઇદનો ચાંદ દેખાયો નહીં ત્યારે તે એકત્રીશમો રોઝો પણ રાખે (અને શહેરવાળાઓની સાથે ઇદ કરે.) એમ નહીં કે પોતાના ત્રીશ રોઝા પુરા થઈ ગયેલા સમજીને ચાંદ દેખાય તે પહેલાં ઇદ કરે (અને રોઝો છોડી દીએ.)(હીદાયા. જી. ૧)

**૨૪ મસઅલો.** અગર કોઇએ ઇદનો ચાંદ પોતે એકલાએ દીઠો તેથી કરીને શરીઅતે (આલેમોએ) તેની ગવાહીને માતબર રાખી નહીં (કેમકે ઇદનો ચાંદ એક માણસની ગવાહીથી સાબેત થતો નથી.) ત્યારે પેલા જોનારને પણ ઇદ કરવી દુરસ્ત નથી. સવારે રોઝો રાખે અને પોતાના ચાંદ જોવા પર ભરોસો કરે નહીં. અને રોઝાને તોડે નહીં. (હિદાયા. જી. ૧)

## કઝા રોઝાનું બયાન.

**૨૫ મસઅલો.** હેઝના સબબથી અથવા બીજા કોઈ કારણથી જે રોઝા જતા રહ્યા હોય. રમઝાન પછી જ્યાંસુધી બને ત્યાંસુધી જલદીથી તેઓની કઝા રાખે વાર લગાડે નહીં, વગર ઉઝરે કઝા (રોઝા) રાખવામાં વાર લગાડવી ગુન્હો છે. (હિદાયા. જી. ૧)

**૨૬ મસઅલો.** રોઝાની કઝાઓમાં દિવસ અને તારીખ મુકર્રર કરીને કઝાની નિયત કરવી કે ફલાણી તારીખના રોઝાની કઝા રાખું છું (જેમકે રમઝાનની ૧૨ મી તારીખ જુમ્માને દહાડે હતી, અને તેજ દીવસનો રોઝો કઝા થયો હતો તો હવે તેની કઝા રાખતી વખતે નિયત કરવી કે રમઝાનની ૧૨ મી તારીખના રોઝાની હું કઝા રોઝો રાખું છું.) એની કંઈ જરૂર નથી પણ જેટલા દહાડાના કઝા રોઝા હોય તેટલા જ કઝા રાખવા જોઇએ પણ જો બે રમઝાનના થોડા થોડા રોઝા કઝા રાખવાના બાકી હોય તો વરસ મુકર્રર કરવાની જરૂર છે. એટલે એવી તરેહથી નિયત કરે કે "ફલાણા સાલના રોઝાની કઝા રાખું છું." અથવા (ગયા સાલના આગળા સાલ (વરસ)ના રોઝાની કઝા રાખું છું; અથવા સને ૧૩૪૭ હીજરીના રમઝાનના રોઝાની કઝા રાખું છુ, અથવા ૧૩૪૬ હીજરીના રમઝાનના રોઝાની કઝા રાખું છું. એવી તરેહથી જો સનની ગણત્રી આવડતી હોય તો તે વરસનું નામ લીએ). (શામી. જી. ૧)

**૨૭ મસઅલો.** કઝા રોઝાઓને વાસ્તે રાતથી નૈયત કરવી જરૂરી છે. અગર સવાર પડી જશે તે પછી નૈયત કરશે તો રોઝો દુરસ્ત થશે નહિ પણ તે નફિલ રોઝો થઈ ગયો. કઝા રોઝો ફરીથી રાખે. (હિદાયા. જી. ૧)

**૨૮ મસઅલો.** કફ્ફારાના રોઝાનો પણ એજ હુકમ છે કે રાતની નૈયત કરવી જોઇએ. જો સવાર થઈ ગયા પછી નૈયત કરશે તો રોઝો (કફ્ફારાનો) દુરસ્ત થશે નહિ. (પણ નફિલ થઈ જશે અને કફ્ફારાનો ફરીથી રાખવો પડશે.) (હિદાયા. જી. ૧)

**૨૯ મસઅલો.** જેટલા રોઝા કઝા થઈ ગયા હોય. જોઈએ તો સૌ (રોઝાઓ)ને સામટા રાખે અને જોઈએ તો થોડા થોડા કરીને રાખે. બેઉ તરેહથી રાખવા જાયઝ છે. (દુ. મુ. જી. ૨)

**૩૦ મસઅલો.** હજી રમઝાનના રોઝા કઝાના રાખ્યા નથી અને બીજો રમઝાન આવી પહોંચ્યો તો કંઈ હરકત નથી. પહેલાં રમઝાનના રોઝા રાખે, ઈદ થઈ ગયા પછી કઝા રોઝાઓ રાખે. પણ એટલી વાર લગાડવી એ બુરૂં છે. (હિદાયા. ૭. ૧)

**૩૧ મસઅલો** રમઝાનના મહિનામાં દિવસે બેહોશ (બેભાન) થઈ ગઈ અને એક દિવસ થી વધુ બેભાન રહી. ત્યારે તે દિવસ વતરફ બીજા દહાડાના રોઝાની કઝા રાખે. જે દહાડે બેભાન થઈ ગઈ હતી તેની કઝા રાખવી વાજેબ નથી. કારણ કે તે દિવસનો રોઝો નીયતના લીધે થઈ ગયો. હા, જો તે દિવસે રોઝો નહતો અથવા તે દહાડે ગળામાં કંઈ દવા નાંખવામાં આવી અને ગળાની નીચે ઉતરી ગઈ તો તે (પહેલા) દહાડાની કઝા પણ વાજેબ છે. (હિદાયા.૭. ૧)

**૩૨ મસઅલો.** અને જો રાતના બેભાન થઈ હોય ત્યારે પણ જે રાત્રે બેભાન થઈ તે એક દહાડાની કઝા વાજેબ નથી. બાકી જેટલા દહાડા બેભાન રહી હોય તે સૌ (દહાડાઓ) ની કઝા વાજેબ છે. પણ જો તે રાત્રે (કે જે રાત્રે તે બેભાન થઈ) સવારે રોઝો રાખવાની નૈયત નહતી અથવા સવારમાં કોઈ દવા ગળામાં નાંખવામાં આવી ત્યારે તે દહાડાનો રોઝો પણ કઝા રાખે. (હિદાયા. ૭. ૧)

**૩૩ મસઅલો.** જો તમામ રમઝાનમાં બેભાન રહે ત્યારે પણ કઝા રાખવી જોઈએ. સર્વે રોઝા માફ થઈ ગયા એમ સમજે નહિ. પણ જો ગાંડપણ થઈ ગયું અને આખો રમઝાન (મહિનો) ગાંડી રહી. ત્યારે તે રમઝાનના કોઈપણ રોઝાની કઝા વાજેબ નથી. અને રમઝાનના દહાડામાં જો કોઈ દહાડે ગાંડપણ જતું રહ્યું અને અક્કલ ઠેકાણે આવી ગઈ તો તે દહાડેથી રોઝા રાખવા શરૂ કરી દે અને જેટલા રોઝા ગાંડપણમાં ગયા હોય તેની કઝા પણ રાખે. (હિદાયા. ૭. ૧)

## નઝર (માનતા)ના રોઝાનું બયાન.

**૩૪ મસઅલો.** જ્યારે કોઈ નઝર (જે શરીઅતમાં વાજબ હોય તેવી) માને ત્યારે તેને પૂરી કરવી વાજેબ છે. જો (નઝરના રોઝા માની લીધા પછી) નહિ રાખશે તો ગુન્હેગાર થશે. (હિદાયા ૭. ૧)

**૩૫ મસઅલો.** નઝર બે પ્રકારની છે. (૧) એ છે કે દિવસ અને તારીખ મુકર્રર કરીને નઝર માની કે "ઓ અલ્લાહ! જો આજે ફલાણું કામ થઈ જાય તો કાલે તારો રોઝો રાખીશ" અથવા એમ કહે કે "ઓ અલ્લાહ! જો મારી ફલાણી મુરાદ (ઇચ્છા) પુરી થાય તો પરમ દહાડે જુમ્માને દિવસે રોઝો રાખીશ." એવી માનતામાં જો રાતથી રોઝાની નૈયત કરે તોપણ દુરસ્ત છે. અને જો રાતથી નૈયત નહીં કીધી હોય તો બપોર થયા તેથી એક કલાક પહેલાં નૈયત કરી લે એ પણ દુરસ્ત છે. નઝર અદા થઈ જશે. (દૂ. મુખ્તાર. ૭. ૨)

**૩૬ મસઅલો.** જુમ્માને દહાડે રોઝો રાખવાની નઝર માની અને જ્યારે જુમ્માનો દિવસ થયો ત્યારે ફકત એટલીજ નૈયત કીધી કે "આજે મારો રોઝો છે." એમ મુકર્રર નહિ કીધું કે નઝરનો રોઝો છે; અથવા નફિલના રોઝાની નિયત કીધી ત્યારે પણ નઝરનો રોઝો અદા થઈ જશે. પણ જો તે જુમ્માને દહાડે કઝા રોઝો રાખી લીધો અને નઝરનો રોઝો રાખવાનું યાદ નહિ રહ્યું અથવા યાદ તો હતું પણ જાણી જોઈને કઝા રોઝો રાખ્યો ત્યારે નઝર (માનતા) નો રોઝો અદા થશે નહિ પણ તેને માટે કઝા રોઝો ફરીથી રાખવો પડશે. (દૂ. મુખ્તાર ૭. ૨)

**૩૭ મસઅલો.** અને બીજી તરેહની નઝર એ છે કે દહાડો અથવા તારીખ મુકર્રર કીધી નહિ અને નઝર માની, અને કહ્યું કે "ઓ અલ્લાહ! જો ફલાણું કામ થઈ જાય તો એક રોઝો રાખીશ એવી માનતાના (રોઝા) વાસ્તે રાતથી નિયત કરવી જરૂર છે. જો સવાર થયા પહેલાં નિયત કરશે તો નઝરનો રોઝો થશે નહિ,

પણુ તે રોઝો નફિલ થઈ જશે (નઝરનો રોઝો ફરી રાખવો પડશે.) (દુ. મુખ્તાર જી. ૨)

## નફિલ રોઝાનું બયાન.

**૩૮ મસઅલો.** નફિલ રોઝાની નિયત જો એવી રીતે મુકર્રર કરે કે "હું નફિલનો રોઝો રાખું છું" તોપણ સહીહ છે. અને જો ફક્ત એટલી જ નિયત કરે કે "હું રોઝો રાખું છું" ત્યારે પણ દુરૂસ્ત છે. (દુ. મુખ્તાર. જી. ૨)

**૩૯ મસઅલો.** બપોર થાય તેનાથી એક કલાક પહેલાં નફિલની નિયત કરી લેવી દુરસ્ત છે. ત્યારે જો દહાડે દશ વાગે ત્યાંસુધી ધારો કે રોઝો રાખવાનો ઇરાદો નહતો પણ હજુસુધી કંઈ ખાધું પીધું નથી ફરી મન થયું અને રોઝો રાખી લીધો તો દુરૂસ્ત છે. (હિદાયા. જી. ૧)

**૪૦ મસઅલો.** રમઝાન શરીફના માહના સિવાય જે દહાડે ચાહે તે દહાડે નફિલનો રોઝો રાખી શકે છે. જેટલા વધારે રાખશે તેટલો સવાબ વધારે થશે. પણ ઇદિને દહાડે અને બકરઇદિની દસમી, અગીઆરમી, બારમી અને તેરમી (મળીને) વરસમાં ફક્ત પાંચ દહાડા રોઝો રાખવો હરામ છે. (શામી. જી. ૨)

**૪૧ મસઅલો.** કોઈ માણુસ જો ઇદિને દહાડે રોઝો રાખવાની માનતા માને ત્યારે પણ ત દહાડાનો રોઝો દુરૂસ્ત નથી. તે (ઇદિના દહાડા)ના બદલામાં કોઈ બીજે દહાડે રાખી લે. (શામી. જી. ૨).

**૪૨ મસઅલો.** કોઇએ જો એવી માનતા માની કે હું આખા વરસના રોઝા રાખીશ. વરસમાં કોઈ દહાડાનો રોઝો છોડીસ નહિ. ત્યારે પણ મઝકુર પાંચ દહાડા રમઝાનની ઇદિ અને બકરઇદિ અને તેની પછીના ત્રણ દહાડા)ના રોઝા રાખે નહિ. બાકીના સૌ રાખે. પછી એ પાંચ રોઝાઓની કઝા રાખે. (દુ. મુખ્તાર. જી. ૨)

**૪૩ મસઅલો.** નાફિલ રોઝો નૈયત કીધાથી વાજેબ થઈ જાએ છે. ત્યારે સવારે + જો એમ નૈયત કીધી કે "આજે મારો રોઝો છે" ફરી તે રોઝાને તોડયો તો હવે તેની કઝા રાખવી જોઈએ. (હિદાયા. જી. ૧)

+ એટલે સુબ્હ સાદિક પછી દિવસના બપોર પહેલા નૈયત કીધી હોય.

**૪૪ મસઅલો.** કોઈએ રાત્રે એવો ઇરાદો કીધો કે "હું કાલે રોઝો રાખીશ." પણ પછી સવાર[1] થાય તે પેહલાં ઇરાદો બદલાઈ ગયો અને રોઝો રાખ્યો નહિ ત્યારે [તેની] કઝા [રાખવી] વાજેબ નથી. [ફતહુલ. કદીર. જી. ૨]

**૪૫ મસઅલો.** ધણીની રજા વગર નફિલ રોઝો રાખવો (ઓરતને) દુરસ્ત નથી[2] અગર તેની રજા વગર રોઝો રાખી લીધો તો તે (રોઝાને) તોડાવવાથી તોડી નાંખવો દુરૂસ્ત છે. ફરી જ્યારે તે કહે ત્યારે તેની કઝા રાખે. (દુ. મુ. જી. ૨)

**૪૬ મસઅલો.** કોઈને ઘેર મેહમાન (પરોણાર્થે) ગઈ, અથવા કોઈએ દઅવત કીધી (નોતરૂં દીધું) ત્યારે જો તે (મેહમાન) ખાશે નહિ તો તે (નોતરૂં દેનાર) નું દિલ દુખાશે અને તે નારાજ થશે, ત્યારે તેનું મન રાજી રાખવા સારૂ નફિલ રોઝો તોડી નાંખવો દુરૂસ્ત છે. અને (એથી ઉલટું જો નોતરે તેડનારે રોઝો રાખેલો હોય તો) મેહમાનને રાજી કરવા સારૂ તેને પણ (નફિલ રોઝો) તોડી નાંખવો જાયઝ છે.[3] (પછી તેની કઝા રાખે.) (દુ. મુખ્તાર. જી. ૨)

**૪૭ મસઅલો.** કોઈએ જો ઇદિને દહાડે નફિલ રોઝો રાખી લીધો અને નૈયત કરી લીધી ત્યારે પણુ તેને તોડી નાંખે અને તેની કઝા રાખવી પણ વાજેબ નથી. (દુ. મુખ્તાર જી. ૨)

**૪૮ મસઅલો.** મોહર્રમની દસમી તારીખે રોઝો રાખવો મુસ્તહબ છે. હદીસે શરીફમાં આવેલું છે કે જો કોઈ એ રોઝો રાખશે તેના પાછલા એક વરસના ગુનાહો માફ થઈ જશે. (દુ. મુખ્તાર—શામી. જી. ૨)

**૪૯ મસઅલો.** એવીજ રીતે બકરઇદિની નવમી તારીખે રોઝો રાખવાથી બહુજ મોટો સવાબ છે. એ રોઝો રાખવાથી આગલા એક વરસના ગુનાહો માફ થઈ જાય છે. અને જો

૧ અત્રે સવારથી મતલબ સુબ્હ સાદિક છે.

૨ આ હુકમ ત્યારે કે ધણી જ્યારે ઘરપર હોય.

૩ આ હુકમ ત્યારે છે કે જ્યારે મેહમાન ઘરવાળાના સાથે નહીં ખાવાથી દિલમાં ખોટું લાગે.

શરૂ થાયથી નવમી બકરા ઇદ સુધી લગોલગ રોઝા રાખે તો ઘણુંજ સારૂં છે. (દુ મુ. શામી જી. ૨)

**૫૦ મસઅલો.** શબે બરાતની પંદરમી તારીખે અને ઇદ (રમઝાન થઈ જાય તે પછી શવ્વાલ મહિના)ના છ દહાડાઓમાં રોઝા રાખવાનો બીજા નફિલ રોઝાઓ કરતાં વધારે સવાબ છે. * (શામી.જી ૨.)

**૫૧ મસઅલો.** જો દર મહિનાની તેરમી ચૌદમી અને પંદરમી તારીખે ત્રણ દિવસ (લગોલગ) રોઝા રાખ્યા કરે તો જાણે તેણે આખા વરસના લગોલગ રોઝા રાખ્યા. હુઝુર (રસુલે ખુદા) સલ લલ્લાહો અલૈહે વ આલેહી વસલ્લમ એ પ્રમાણે રોઝા રાખ્યા કરતા હતા. જો કોઈ (હમેશ મજકુર રોઝા રાખવાની) હીંમત ધરે તો એનો પણ બહુજ મોટો સવાબ છે. (શામી જી. ૨.)

## જે ચીજોથી રોઝો તુટતો નથી અને જે ચીજોથી રોઝો તુટે છે અને કઝા અથવા કફ્ફારો વાજેબ થાય છે તેઓનુ બયાન.

**૫૨ મસઅલો.** જો રોઝો રાખનાર ભુલથી કંઈ ખાઈ લે અથવા ભુલથી પોતાના ધણી સાથે સોહબત કરી લે તો તેનો રોઝો તુટયો નથી. અગર ભુલી જઈને પેટ ભરીને ખાધું પીધું ત્યારે પણ રોઝો તુટયો નથી. અગર રોઝાને ભુલી જઈને કેટલીક વખત (રહી રહીને) ખાધું પીધું ત્યારે પણ રોઝો નહિ તુટયો.. દુ. મુખ્તાર. જી. ૨)

**૫૩ મસઅલો.** એક માણસને જોયો કે (રોઝાને) ભુલી જઈને ખાઈ પી રહેલો છે ત્યારે જો તે (ભુલીને ખાનારો માણસ એવો શકિતવાળો તાકાતવાન છે કે તેને રોઝા રાખવાથી વધારે તકલીફ થતી નથી તે વખતે તેને રોઝો યાદ દેવડાવવો વાજેબ છે, અને અગર કોઈ નાતાકાત માણસ હોય (એવો) કે જેને રોઝાથી ઇજા પહોંચે છે, તો તેને યાદ દેવડાવે નહિ, ખાવા દે. ( દુ. મુ. શામી. જી. ૨ )

**૫૪ મસઅલો.** દહાડે સુઈ ગઈ અને એવું સ્વપ્નું (ખ્વાબ) જોયું કે જેથી ન્હાવાની હાજત થઈ ગઈ (એહતલામ થઈ ગયો) તો એના થી રોઝો તુટયો નહિ. (દુ. મુ. શામી. જી. ૨)

**૫૫ મસઅલો.** દિવસે સુરમો તેલ વિગેરે લગાડવું ખુશબો (સુગંધી) સુંઘવી દુરસ્ત છે, એનાથી રોઝામાં કંઈ પણ નુકસાન આવતો નથી. પછી ગમે તે વખતે હોય. એટલુંજ નહિ પણ અગર સુરમો લગાડયા પછી થુંકમાં અથવા નીટમાં સુરમાંનો રંગ જણાય તોપણ રોઝો નહિ મકરૂહ થશે અને તુટશે પણ નહિ. ( દુ. મુ. શામી. જી. ૨)

**૫૬ મસઅલો.** ધણી ધણીઆણીનું સાથે સુવું, અડકવુ, પ્યાર કરવો એ સૌ દુરસ્ત છે. પણ જો જુવાનીનો એવો જોશ હોય કે એવા કામો કરવાથી સોહબત થઈ જવાની બીક હોય ત્યારે એમ કરવું નહિ જોઈએ. (તે વખતે એમ કરવું) મકરૂહ છે. (હિદાયા. જી. ૧)

**૫૭ મસઅલો.** હલક (ગળા) માં માખી ચાલી ગઈ અથવા આપો આપ ધુમાડો ચાલ્યો ગયો, અથવા ધુળ ચાલી ગઈ તો તેનાથી રોઝો તુટયો નથી. પણ જો જાણી જોઈને એમ કીધું ત્યારે રોઝો તુટી ગયો. (દુ. મુ. જી. ૨)

**૫૮ મસઅલો.** લોબાન વિગેરે કંઈ સળગાવ્યું પછી તેને પોતાની પાસે રાખીને સુંઘ્યા કીધું તો રોઝો જતો રહ્યો. એવીજ રીતે હુકકો (બીડી) પીવાથી પણ રોઝો જતો રહે છે. પણ એવા ધુમાડા સિવાય અત્તર, કેવડો, ગુલાબનો ફુલ, વિગેરે બીજી ખુશબો સુંઘવી કે જેમાં ધુમાડો નથી દુરસ્ત છે. (દુ. મુ. શામી. જી. ૨)

**૫૯ મસઅલો.** દાંતમાં ગોશનો રેશો અટકેલો હતો અથવા સોપારીની કતરણ વિગેરે કંઈ બીજી ચીજ હતી તેને ખિલાલથી કાઢીને ખાઈ લીધી, પણ મ્હોથી બહાર નહિ કાઢી, આપો આપ ગળામાં ચાલી ગઈ, ત્યારે જુઓ અગર ચણાથી ઓછી હોય ત્યારે તો રોઝો તુટયો નથી, અને જો ચણાની બરાબર અથવા ચણા કરતાં

* એટલે તે નફિલ રોઝાથી જેના વિષે કોઇ ખાસ ફ઼ઝીલત વર્ણાઇ નહીં હોય.

વધારે હોય તો રોઝો તુટી ગયો. પણ જો મ્હોમાંથી બહાર કાઢી હતી પછી ગળી ગઈ તો (તે ચીજ ચણા કરતાં ઓછી હોય અથવા ચણા જેટલી હોય અથવા ચણા કરતાં વધારે હોય) દરેક હાલતમાં રોઝો તુટી ગયો. ત્રણેને માટે એકજ હુકમ છે. (દુ. મુખ્તાર જી. ૨)

**૬૦ મસઅલો** થુક ગળવાથી રોઝો તુટતો નથી પછી ગમે તેટલો કેમ ન હોય. (દુ. મુ. જી. ૨)

**૬૧ મસઅલો.** પાન ખાધા પછી કોગળો કરીને મ્હો લુછી નાંખ્યું પણ થુકમાંથી લાલક (રતાશ) નહિ ગઈ તો તેથી કંઈ હરકત નથી. રોઝો થઈ ગયો. (દુ. મુ. જી. ૨)

**૬૨ મસઅલો.** રાત્રે ન્હાવાની હાજત થઈ પણ ગુસલ નહિ કીધું, દહાડે ગુસલ કીધું ત્યારે પણ રોઝો થઈ ગયો. એટલુંજ નહિ પણ જો આખો દહાડો ન્હાય નહિ ત્યારે પણ રોઝો જશે નહિ. પણ એનો (એટલે આખો દહાડો નાપાક રેહવાનો) ગુનો જુદો થશે (દુ. મુ. જી. ૧)

**૬૩ મસઅલો.** નાક એટલી જોરથી સણકી કે નીટ હલક (ગળા) માં ઉતરી ગયું તો રોઝો તુટયો નથી. એવીજ રીતે મ્હોમાંની રાલ (પ્રવાહ) ગળી જવાથી પણ રોઝો જતો નથી. (દુ. મુખ્તાર જી. ૧ લી)

**૬૪ મસઅલો.** મ્હોમાં પાન દાબીને સુઈ ગઈ અને સવાર પડી જવા પછી જાગી ત્યારે રોઝો થયો નથી. કઝા રાખે. પણ કફ્ફારો (તેના ઉપર) વાજેબ થશે નહિ. (દુ. મુખ્તાર જી. ૨)

**૬૫ મસઅલો.** કોગળો કરતી વખતે ગળામાં પાણી ચાલ્યું ગયું અને રોઝો યાદ હતો તો રોઝો તુટી ગયો. કઝા રાખવી પડશે. કફ્ફારો નથી. (દુ. મુખ્તાર જી. ૨)

**૬૬ મસઅલો.** આપોઆપ ઉલટી થઈ તો તેથી રોઝો તુટશે નહિ. પછી ઉલટી થોડી થઈ હોય કે વધારે પણ જો પોતે જાણી જોઈને ઉલટી કીધી અને મ્હો ભરીને ઉલટી થઈ તો રોઝો જતો રહ્યો. અને જો એનાથી થોડી હોય તો પોતે જાણી જોઈને કરવાથી પણ રોઝો તુટશે નહિ. (દુ. મુખ્તાર જી. ૨)

**૬૭ મસઅલો.** થોડી ઉલટી આવી પણ પછી આપોઆપ ગળામાં પાછી ચાલી ગઈ ત્યારે પણ રોઝો તુટયો નથી. પણ જો જાણી જોઈને પાછી ગળી જાત તો રોઝો તુટી જતે. (દુ. મુ જી. ૨)

**૬૮ મસઅલો.** કોઈએ કાંકરી અથવા લોઢાનો કકડો વિગેરે કોઈ એવી વસ્તુ ખાધી જેને લોકો ખાતા ન હોય તેમજ તે વસ્તુને દવા પ્રમાણે પણ ખાતા ન હોય તો તેનો રોઝો જતો રહ્યો. પણ કફ્ફારો તેના પર નથી. અને જો એવી ચીજ ખાધી કે પીધી જેને લોકો ખાય છે, અથવા કોઈ એવી ચીજ ખાધી કે જેને લોકો સાધારણ રીતે તો ખાતા નથી પણ દવાની માફક જરૂર પડે તે વખતે ખાય છે ત્યારે પણ રોઝો જતો રેહશે. અને કઝા (તેમજ) કફ્ફારો વાજેબ થશે. (હિદાયા જી. ૧ લી)

**૬૯ મસઅલો.** જો મરદ સાથે સોહબત કરાવી ત્યારે પણ રોઝો રહ્યો નહીં તેની કઝા પણ રાખે અને કફ્ફારો પણ દીએ. જ્યારે મરદની પેશાબ કરવાની જગ્યાનો આગલો ભાગ અંદર ચાલ્યો ગયો તો કઝા તેમજ કફ્ફારો વાજેબ થઈ ગયા; પછી ગમે તો મની નીકળે કે નહિ નીકળે. (દુ. મુખ્તાર જી. ૨)

**૭૦ મસઅલો.** જો મરદે પોતાની ઇંદ્રી પાખાનાની (હગવાની) જગ્યામાં દાખલ કરી દીધી અને સોપારી અંદર ચાલી ગઈ ત્યારે પણ ઓરત અને મરદ બેઉનો રોઝો જતો રહ્યો અને કઝા તેમજ કફ્ફારો બન્ને વાજેબ થઈ ગયાં.

(દુ. મુખ્તાર જી. ૨)

**૭૧ મસઅલો.** રોઝાને તોડવાથી કફ્ફારો ત્યારેજ વાજેબ થાય છે કે જ્યારે રમઝાન શરીફમાં રોઝો તોડી નાંખે; અને રમઝાન શરીફ સિવાય બીજા કોઈ રોઝાને તોડવાથી કફ્ફારો વાજેબ થતો નથી. પછી ગમે તેમ તોડે; અને ગમે તો તે રમઝાનની કઝાનાજ રોઝા કેમ ન હોય. પણ જો તે રોઝાની નેયત રાતથી નહિ કીધી હોય અથવા રોઝો તોડયા પછી તેજ દહાડે હેઝ આવી ગયો હોય તો તેના તોડવાથી કફ્ફારો વાજેબ નથી (હિદાયા. જી. ૧ લી)

**૭૨ મસઅલો.** કોઈએ રોઝામાં તપખીર સુંઘી, અથવા કાનમાં તેલ નાંખ્યું, અથવા જુલ્લાબને વાસ્તે હુકનો લીધો ત્યારે પણ રોઝો જતો રહયો. પણ ફકત કઝા વાજેબ છે, કફફારો નથી. અને જો કાનમાં પાણી નાંખ્યું તો રોઝો નહિ ગયો. (હિદાયા જી. ૧ લી)

**૭૩ મસઅલો.** રોઝામાં કોઈએ પેશાબની જગ્યાની અંદર કોઈ દવા કે તેલ દાખલ કર્યું. તો રોઝો જતો રહયો. ÷ કઝા વાજેબ થઈ પણ કફફારો નથી. (દુ. મુખ્તાર જી. ૨)

**૭૪ મસઅલો.** કોઈ જરૂરના સબબે દાઈ (સોઈયાણી) એ પેશાબની જગ્યામાં આંગળી નાંખી અથવા પોતે પોતાની આંગળી નાંખી પછી પૂરી આંગળી અથવા થોડી, આંગળી પાછી કાઢી અને ફરી નાંખી તો રોઝો તુટી જશે. પણ કફફારો વાજેબ નથી. અને બહાર કાઢયા પછી ફરીથી જો અંદર નહિ નાંખી તો રોઝો તુટયો નથી. પણ પહેલીજ વાર નાંખતી વખતે જો પાણી વિગેરે કોઈપણ ચીજમાં આંગળી ભીંજેલી હશે તો પહેલીજ વખતે નાંખવાથી રોઝો તુટી જશે. (દુ. મુ. શામી જી. ૨)

**૭૫ મસઅલો.** મ્હોમાંથી લોહી નીકળે છે તેને થુકની સાથે ગળી ગઈ તો રોઝો તુટી ગયો. પણ લોહી થુક કરતાં ઓછું હોય અને લોહીનો સ્વાદ ગળામાં માલમ નહિ પડે ત્યારે રોઝો તુટયો નથી. (દુ. મુ. જી. ૨)

**૭૬ મસઅલો.** જો જીભથી કોઈ વસ્તુ ચાખીને થુકી દીધી તો રોઝો તુટયો નથી, પણ વગર જરૂરે એમ કરવું મકરૂહ છે. પણ જો કોઈનો ધણી ઘણોજ ગુસ્સાવાળો હોય અને બીક લાગે કે શાકની અંદર થીઠું વિગેરે બરાબર નહિ હશે તો બહુજ કકાશ થશે તેણીને મીઠું ચાખવું દુરસ્ત છે મકરૂહ નથી. (દુ. મુ. જી. ૨)

÷ એ મસઅલો ઓરતો વાસ્તે છે જો મરદ પોતાની ઈંદ્રીમાં તેલ વિગેરે કંઇ નાખશે તો રોઝો જશે નહિ.

**૭૭ મસઅલો.** પોતાને મોઢે કોઈ ચીજ ચાવીને નાના બચ્ચાને ખવડાવવી મકરૂહ છે. પણ જો એવી જરૂર હોય અને લાચારીનો વખત હોય તો મકરૂહ નથી. (હિદાયા જી. ૧)

**૭૮ મસઅલો.** કોલસો ચાવીને દાંતોપર મનજન કરવો તેમજ બીજું કોઈ મનજન દાંતોપર લગાડવુ મકરૂહ છે. જો તેમાંથી કંઈ ગળામાં ઉતરી જશે તો રોઝો જતો રહેશે. અને મિસવાક (દાતણ)થી દાંતો સાફ કરવા દુરસ્ત છે. પછી મિસવાક તાજી હોય અથવાતો સુકી હોય અગર લીમડાના ઝાડની મિસવાક છે અને તેની કડવાસ મ્હોમાં માલમ પડે છે તો પણ મકરૂહ નથી. (દુ. મુ. શામી. જી. ૨)

**૭૯ મસઅલો.** કોઈ ઓરત બે ભાન સુતેલી હતી અથવા બે ભાન હાલતમાં પડેલી હતી. તેનાથી કોઈએ સોબત કીધી તો રોઝો જતો રહયો ફકત કઝા વાજેબ છે. કફફારો વાજેબ નથી. અને મરદ પર કફફારો પણ વાજેબ છે. (દુ. મુખ્તાર શામી જી. ૨)

**૮૦ મસઅલો.** કોઈએ ભૂલથી ખાઈ લીધું અને એમ સમજી કે મારો રોઝો જતો રહયો. અને તેથી કરીને ફરી જાણી જોઈને ખાધું તો હવે રોઝો જતો રહયો. ફકત કઝા વાજેબ છે, કફફારો વાજેબ નથી. (દુ. મુ. જી. ૨)

**૮૧ મસઅલો.** જો કોઈને ઉલટી થઇ અને તે સમજી કે મારો રોઝો જતો રહયો એવા વીચારથી ફરી જાણી જોઈને ખાઈ લીધું અને રોઝો તોડી નાંખ્યો ત્યારે પણ કઝા રોઝો વાજેબ છે. કફફારો વાજીબ નથી. (દુ. મુ. જી. ૨)

**૮૨ મસઅલો.** જો સુરમો લગાડયો અથવા ફસ્દ ખોલાવી, તેલ નાંખ્યું ફરી સમજી કે મારો રોઝો તુટી ગયો. અને ફરી જાણી જોઈને ખાઇ લીધું ત્યારે કઝા અને કફફારો બને વાજેબ છે. (દુ. મુ. જી. ૨)

**૮૩ મસઅલો.** રમઝાનના મહિનામાં જો કોઈનો રોઝો એકાએક તુટી ગયો. તો રોઝો તુટી જવા પછી પણ દહાડામાં કંઈ ખાવું પીવું દુરસ્ત

નથી. આખો દહાડો રોઝો રાખનારાઓની પેઠે રહેવું વાજેબ છે. (હિદાયા જી. ૧)

**૮૪ મસઅલો.** કોઈએ રમઝાનના મહિનામાં રોઝાની નેયતજ નહિ કીધી. તેથી કરીને ખાવું પીવું જારી રાખ્યું તો તેણીના ઉપર કફ્ફારો વાજેબ નથી. કફ્ફારો તેજ વખતે છે કે જ્યારે નેયત કીધા પછી તોડી નાંખે. (હિદાયા જી. ૧)

## સેહરી ખાવી અને ઇફ્તાર કરવાનું બયાન.

**૮૫ મસઅલો.** સેહરી ખાવી સુંનત છે. જો ભૂખ ન હોય અને ખાવું ખાવાની ઇચ્છા ન હોય તો માત્ર બે ત્રણ ખારેકજ ખાઈ લે. અથવા કોઈ બીજી વસ્તુ થોડી વધારે ખાઈ લે કંઈ નહિ તો થોડું પાણી પણ પી લીએ. (મરાકિલ ફ્લાહ)

**૮૬ મસઅલો.** જો કોઈએ સેહરી નહિ ખાધી પણ ઉઠીને એકાદ પાન ખાઈ લીધું તો પણ સેહરી ખાવાનો સવાબ મળી ગયો. (મરાકિલ ફ્લાહ)

**૮૭ મસઅલો.** સેહરીમાં જ્યાં સુધી બને ત્યાં સુધી વાર લગાડીને ખાવું વધારે સારૂં છે. પણ એટલી વાર નહી. લગાડે કે સવાર પડી જવા આવે, અને રોઝો થયો કે નહિ તેમાં શક પડે. (હિદાયા જી. ૧)

**૮૮ મસઅલો.** જો રાતના સેહરી બહુજ જલદી ખાઇ લીધી પણ તંબાકુ, પાન, ચા, પાણી વિગેરે મોડેસુધી ખાતી પીતી રહી. જ્યારે સવાર થવાને થોડી વાર રહી ગઈ ત્યારે કોગળો કરી લીધો ત્યારે પણ વાર લગાડીને ખાવાનો સવાબ મળી ગયો. અને એનો પણ તેજ હુકમ છે જે કે વાર લગાડી ને ખાવાનો હુકમ છે. (મરાકી અને તહતાવી)

**૮૯ મસઅલો** જો રાતના સેહરી ખાવાને વાસ્તે આંખ ઉઘડી નહિ; ઘરના સૌ માણસો સુઈ રહયા. ત્યારે સેહરી ખાધા વગર રોઝો રાખવો. સેહરી છુટી જવાથી રોઝાને છોડી દેવો ઘણીજ નાહિંમતીનું કામ છે અને મોટો ગુનો છે.

**૯૦ મસઅલો.** જ્યાંસુધી સવાર નહિ પડે અને પરોઢીઆનો વખત નહિ આવે જેનું બયાન નમાઝોના વખતોમાં ગુજરી ચુક્યું છે ત્યાંસુધી સેહરી ખાવી દુરસ્ત છે તેની પછી દુરસ્ત નથી. (મરાકિલ ફ્લાહ)

**૯૧ મસઅલો.** કોઇની આંખ મોડે ઉઘડી અને એવો વિચાર તેને થયો કે હજી રાત બાકી છે. એવા અનુમાનથી સેહરી ખાઈ લીધી. પછી માલમ પડયું કે સવાર થયા પછી સેહરી ખાધી છે. તો રોઝો થયો નથી. કઝા રોઝો રાખે. અને કફ્ફારો વાજેબ નથી. તોપણ કંઇ ખાય પીએ નહિ રોઝા રાખનારાઓની પેઠે રહે. તેમજ જો સુર્ય આથમી ગયો એવા અનુમાનથી રોઝો ખોલ્યો. ફરી સુર્ય દેખાયો તો રોઝો જતો રહયો હવે એની કઝા રાખે. કફ્ફારો વાજિબ નથી. અને જ્યાં સુધી સુરજ આથમે નહીં ત્યાં લગી કંઈ પણ ખાવું પીવું દુરસ્ત નથી. (હિદાયા જી. ૧)

**૯૨ મસઅલો.** જો એટલી વાર થઈ ગઈ હોય કે સવાર પડી જવાનો શક થઈ ગયો ત્યારે હવે કંઈ ખાવું મકરૂહ છે. અને એવે વખતે જો કંઈ ખાવું અથવા પાણી પી લીધું તો બુરૂં કીધું અને ગુનો થયો. પછી જો માલમ થયું કે તે વખતે સવાર પડી ગઈ હતી તો તે રોઝાની કઝા રાખે. અને જો કંઈ માલમ પડે નહી; બિલકુલ શક રહી જાય તો કઝા રાખવી વાજેબ નથી. પણ બચાવની વાત એ છે કે તેની કઝા રાખી લીએ. (હિદાયા જી. ૧)

**૯૩ મસઅલો.** મુસતહબ એ છે કે જ્યારે સુરજ ખાતરી પુર્વક આથમી જાય ત્યારે તરત રોઝો ખોલી નાંખે વાર લગાડીને રોઝો ખોલવો મકરૂહ છે. (હિદાયા જી. ૧)

**૯૪ મસઅલો.** વાદળને દહાડે જરા વાર લગાડીને રોઝો ખોલવો. જયારે સારી પેઠે ખાતરી થઈ જાય કે સુરજ આથમી ગયો હશે ત્યારે ઇફ્તાર કરવો અને ફક્ત ઘડીયાળ વિગેરેના ઉપર કંઈ પણ ભરોસા કરવો નહિ, જ્યાં સુધી કે તમારૂ દિલ સાક્ષી નહિ દીએ. કેમકે રખેને ઘડીયાળ કંઈ બરાબર ન હોય. એટલુંજ નહિ અગર કોઈ અઝાં પણ પોકારી દીએ અને હજી વખત

થવામાં કંઈ શક હોય ત્યારે પણ રોઝો છોડવો દુરસ્ત નથી. (હિદાયા જી. ૧)

**૯૫ મસઅલો.** ખારેકથી રોઝા ખોલવો બેહતર છે. અથવા કોઈ મીઠી ચીજ હોય તેનાથી ખોલે. તે પણ નહિ હોય તો પાણીથી ખોલે. કેટલીક ઓરતો અને કેટલાક મરદો મીઠાની કાંકરીથી ઇફ્તાર કરે છે, અને તેમાં સવાબ સમજે છે એ ખોટો અકીદો છે. (હિદાયા જી. ૧)

**૯૬ મસઅલો.** જ્યાં સુધી સુરજના ડુબવામાં શક રહે ત્યાં સુધી ઇફ્તાર કરવો જાયઝ નથી. (હિદાયા. જી. ૧)

## કફ્ફારાનું બયાન.

**૯૭ મસઅલો.** રમઝાન શરીફના રોઝાને તોડી નાંખવાનો કફ્ફારો એ છે કે બે મહિના લગો લગ રોઝા રાખે. થોડા થોડા કરીને રોઝા રાખવા દુરસ્ત નથી. જો કોઈ સબબથી વચ્ચે બે એક રોઝા નહિ રાખ્યા તો હવે ફરીથી બે મહિનાના રોઝા રાખે. પણ જેટલા દહાડા હૈઝના સબબથી જતા રહ્યા હોય તે માફ છે. તેઓના છુટી જવાથી કફ્ફારામાં કંઈ નુકશાન નહિ આવ્યો. પણ પાક થયા પછી તરત ફરી રોઝા રાખવા શરૂ કરે અને સાઠ રોઝા પુરા કરી લીએ. (શામી. જી. ૨)

**૯૮ મસઅલો.** નફાસથી વચમાં રોઝા છુટી જાએ પુરા રોઝા લગોલગ નહિ રાખી શકે તો પણ કફ્ફારો સહી થયો નથી સૌ રોઝા ફરીથી રાખે. (દુ. મુખ્તાર. જી. ૨)

**૯૯ મસઅલો.** કોઈ દુઃખ કે બીમારીના સબબથી, કફ્ફારાના રોઝા રાખવામાં, જો વચમાં કેટલાક છુટી ગયા ત્યારે પણ તંદુરસ્ત થયા પછી ફરીથી રોઝા રાખવા શરૂ કરે. (શામી. જી. ૨)

**૧૦૦ મસઅલો.** જો વચમાં રમઝાનનો મહિનો આવી ગયો તોપણ કફ્ફારો અદા થયો નહિ (દુ. મુખ્તાર. જી. ૨)

**૧૦૧ મસઅલો.** અગર કોઈને રોઝા રાખવાની શક્તિ નહીં હોય તો સાઠ ફકીરોને સવાર સાંજ પેટ ભરીને ખાણું ખવાડી દે જેટલું તેઓથી ખવાય ખુબ પેટ ભરીને ખાય. (દુ. મુખ્તાર. જી. ૨)

**૧૦૨ મસઅલો.** તે ફકીરોમાં જો કેટલાએક નાનાં બચ્ચાં હોય તો જાયઝ નથી. તે બચ્ચાંઓના બદલામાં બીજા ફકીરોને ફરી ખવાડે. (દુ. મુ. જી. ૨)

**૧૦૩ મસઅલો.** જો ઘઉંની રોટલી હોય તો ફક્ત રોટલીજ ખવાડવી પણ દુરસ્ત છે. અને જો જવ, બાજરી, જુવાર વિગેરેની રોટલી હોય તો તેની સાથે કંઈ દાળ વિગેરે દેવી જોઈએ જેની સાથે રોટલી તેઓ ખાય. (દુ. મુખ્તાર. જી. ૨)

**૧૦૪ મસઅલો.** જો ખાણું નહિ ખવાડે પણ સાઠ ગરીબોને કાચું અનાજ દીએ તોપણ જાયઝ છે. દરેક ફકીરને એટલું દીએ કે જેટલું ફિત્રના સદકામાં દેવાય છે. અને સદકએ ફિત્રનું બયાન ઇનશાઅલ્લાહો તઆલા ઝકાતના વિભાગમાં આવશે. (દુ. મુ. જી. ૨)

**૧૦૫ મસઅલો.** જો તેટલા અનાજની કીંમત દઈ દીએ તોપણ જાયઝ છે. જો કોઈ બીજાનથી કહ્યું કે તમે મારા તરફથી કફ્ફારો અદા કરી દો, અને સાઠ ફકીરોને ખવાડી દો અને તેણે તેના તરફથી ખાણું ખવડાવી દીધું અથવા કાચું અનાજ દઈ દીધું ત્યારે પણ કફ્ફારો અદા થઈ ગયો. અને જો તેના કહ્યા વગર કોઈએ તેના તરફથી આપી દીધું તો કફ્ફારો સહી થશે નહિ. (દુ. મુ. જી. ૨)

**૧૦૬ મસઅલો** જો એકજ ફકીરને સાઠ દહાડા સુધી સવાર સાંજ ખાણું ખવાડયું અથવા સાઠ દહાડા સુધી કાચું અનાજ અથવા કીંમત દેતી રહી ત્યારે પણ કફ્ફારો સહી થઈ ગયો. (દુ. મુ. જી. ૨)

**૧૦૭ મસઅલો.** જો સાઠ દહાડા સુધી લગોલગ ખવાડયું નહિ પણ વચમાં કેટલાક દહાડા આંતરાના ગયા તો કંઈ હરકત નથી એ પણ દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૧૦૮ મસઅલો.** જો સાઠ દહાડાનો અનાજ હિસાબ ગણીને એક ફકીરને એકજ દહાડા દઈ દીધો તો દુરસ્ત નથી. તેમજ એકજ ફકીરને એકજ દહાડે સાઠ વખત દઈ દીધું તોપણ

એકજ દહાડાનો અદા થયો. એક કમ સાઠ ફકીરોને ફરી દેવું જોઈએ એવીજ રીતે કીંમત દેવાનો પણ હુકમ છે. એટલે એક દહાડામાં એક ફકીરને એક રોઝાના બદલાથી વધારે દેવું જાયઝ નથી. (હિદાયા જી. ૧)

**૧૦૯ મસઅલો** જો કોઈ ફકીરને ફિત્રાના સદકાથી વજનમાં કમતી દીધું તો કફ્ફારો સહી થયો નહિ. (હિદાયા જી. ૧)

**૧૧૦ મસઅલો.** જો એકજ રમઝાનના બે કે ત્રણ રોઝા તોડી નાંખ્યા તો એકજ કફ્ફારો વાજેબ છે. પણ જો એ બે રોઝા એકજ રમઝાનના નહિ હશે તો જુદો જુદો કફ્ફારો દેવા પડશે. (દુ. મુ. જી. ૨)

## જે કારણોથી રોઝો તોડવો જાયઝ છે તેનું બયાન.

**૧૧૧ મસઅલો.** એકાએક એવી બીમાર પડી ગઈ કે જો રોઝો નહિ તોડશે તો જાનનું જોખમ થશે, અથવા બીમારી બહુજ વધી જશે તો રોઝો તોડી નાખવો દુરસ્ત છે. જેમકે એકાએક પેટમાં એવું દરદ થઈ આવ્યું કે બેચેન થઈ ગઈ અથવા સાપ કરડયો તો દવા પી લેવી અને રોઝો તોડી નાંખવો જાયઝ છે. તેમજ જો એવી તરસ લાગી કે મરી જવાની બીક છે ત્યારે પણ તોડી નાંખવો દુરસ્ત છે. (દુ. મુ. જી. ૧)

**૧૧૨ મસઅલો.** ગર્ભવંતી ઓરતને કોઈ એવી વાત આવી પડી જેથી તેની જાનનો અથવા બચ્ચાની જાનનો ખોફ છે. ત્યારે રોઝો તોડી નાંખવો જાયઝ છે. (દુ. મુ. જી. ૧)

**૧૧૩ મસઅલો.** ખાણું રાંધવાથી બેહદ તરસી થઈ અને એવી અકળામણ થઈ ગઈ કે હવે જીવી શકતી નથી ત્યારે રોઝો ખોલી નાંખવો દુરસ્ત છે પણ જો તેણીએ જાણી જોઈને એટલું બધું કામ કીધું કે જેના સબબથી તેણીની એવી હાલત થઈ ગઈ તો તે ગુન્હેગાર થશે. * (દુ. મુ. જી. ૧)

## જે કારણોથી રોઝો નહિ રાખવો જાયઝ છે તેનું બયાન.

**૧૧૪ મસઅલો** જો એવી બીમારી છે કે રોઝાથી નુકશાન થાય છે, અને એવી બીક છે કે જો રોઝો રાખશે તો બીમારી વધી જશે અથવા ઘણે મોડે સારી થશે, અને જાનને જોખમ થશે તો રોઝો નહિ રાખે. જ્યારે સારી થાય ત્યારે તેની કઝા રાખી લે. પણ ફકત પોતાના મનમાં એવો વિચાર કરવાથી રોઝો છોડવો દુરસ્ત નથી. પણ જયારે કોઈ મુસલમાન દીનદાર હકીમ અથવા ડાકટર કહી દે કે રોઝો તમને નુકશાન કરશે ત્યારે છોડવો જોઈએ. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૧૫ મસઅલો.** જો હકીમ કે ડાકટર કાફર હોય અથવા શરીઅતના હુકમો પર ચુસ્ત રીતે ચાલતો ન હોય તો તેના કહેવાપર કંઈ પણ ભરોસો નથી માત્ર તેના કહેવાથી રોઝો રાખવો છોડે નહિ. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૧૬ મસઅલો.** જો હકીમે તો કંઈ કહ્યું નથી પણ તેના પોતાના અનુભવ છે અને કંઈ એવી નિશાનીઓ માલમ પડી જેથી કરીને દિલ એવી ગવાહી દે છે કે રોઝો નુકશાન કરશે ત્યારે પણ રોઝો રાખે નહિ, અને જો પોતે અનુભવી નહિ હોય અને તે બીમારીની પણ તેણીને ખબર ન હોય, ત્યારે ફકત ધારણાનો કંઈ પણ ભરોસો નથી. જો દીનદાર હકીમના બતાવ્યાં વગર અને પોતાના અનુભવ વગર પોતાના માત્ર વિચારથીજ રમઝાનનો રોઝો તોડશે તો કફ્ફારો દેવો પડશે, અને જો રોઝો નહિ રાખશે તો ગુન્હેગાર થશે. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૧૭ મસઅલો.** જો બીમારીથી તંન-દુરસ્ત થઈ ગઈ પણ હજી શરીરમાં શક્તિ નથી અને રોઝો રાખવાથી ફરી બીમાર પડી જવાની બીક છે ત્યારે પણ રોઝો નહિ રાખવો જાયઝ છે. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૧૮ મસઅલો.** જો કોઈ મુસાફરીમાં હોય તો તેને પણ દુરસ્ત છે કે રોઝો નહિ રાખે પછી તેની કઝા કદી રાખી લીએ. અને મુસાફ-

* પરંતુ એવી હાલતમાં પણ રોઝો ખોલશે દુરસ્ત છે.

રીના તેજ અર્થ છે જેનું બયાન નમાઝના મસઅલાઓમાં થઈ ચુક્યું છે એટલે ત્રણ મનઝિલ જવાનો ઇરાદો હોય. (દુ. મુ. જી. ૨)

**૧૧૯ મસઅલો.** મુસાફરીમાં જો કંઈ ઇજા ન થાય જેમકે રેલની સવારી છે, અને ધારે છે કે સાંજ સુધી ઘેર પહોંચી જઈશ, અથવા પોતાની સાથે તમામ તરેહનો આરામ લેવાનો સામાન તૈયાર છે: તો એવા વખતે રોઝો રાખવો બહેતર છે, અને જો રોઝો નહિ રાખે અને કઝા કરે તોપણ કોઈ ગુનો નથી. પણ રમઝાન શરીફની જે ફઝીલત છે તેનાથી દુર રેહશે, અને જો રસ્તામાં રોઝાના સબબથી તકલીફ અને બેચેની હોય તો એવે વખતે રોઝો નહિ રાખવો બેહતર છે. (દુ. મુ. જી. ૨)

**૧૨૦ મસઅલો.** જો માંદગીથી સારી નહિ થઈ અને તેમાં જ મરી ગઈ. અથવા હજી ઘર નહિ પોંહચી અને મુસાફરીમાં જ મરી ગઈ તો જેટલા રોઝા બીમારીના સબબથી અથવા મુસાફરીના કારણથી છોડી દેવાયલા હોય તેઓને વાસ્તે આખેરતમાં તેણીના પર કંઈ હિસાબ કિતાબ અથવા અઝાબ થશે નહિ; કેમકે તેણીને કઝા રાખવાની ફુરસતજ નહીં મળી. (દુ. મુ. જી. ૨)

**૧૨૧ મસઅલો.** જો બીમારીમાં દસ રોઝા ગયા હતા ફરી પાંચ દહાડા સારી રહી પણ કઝા રોઝા રાખ્યા નહિ તો પાંચ રોઝા તો માફ છે. માત્ર પાંચ રોઝા રાખવા વાસ્તે તેના પર સવાલ થશે, અને જો પૂરા દસ દહાડા સારી રહી તો પુરા દસ દહાડાની પકડ થશે. તેથી કરીને જરૂર છે કે જેટલા રોઝાઓ વાસ્તે તેનાપર આખેરતમાં પકડ થવાની હોય તેટલા દહાડાનો ફિદયો દેવા વાસ્તે વસીયત કરીને મરી જાય જ્યારે કે તેણીની પાસે માલ હોય, અને ફિદયાનું બયાન આગળ આવે છે. (દુ. મુ. જી. ૨)

**૧૨૨ મસઅલો.** તેમ જ મુસાફરીમાં જો રોઝા નહિ રાખ્યા હોય ફરી ઘર પોહોંચ્યા પછી મરી ગઈ તો જેટલા દહાડા ઘરમાં રહી છે ફકત તેટલાજ દહાડાની પૂછ થશે. તેણીને પણ જોઇએ કે ફિદયાની વસીયત કરી જાય, જો રોઝા તેણીનાથી વધારે છોડી દેવાયલા હોય તો તેનો સવાલ થશે નહિ. (દુ. મુ. જી. ૨)

**૧૨૩ મસઅલો.** જો રસ્તામાં પંદર દહાડા રેહવાની નૈયતથી થોભી ગઈ, તો હવે રોઝો છોડવો દુરૂસ્ત નથી કેમકે શરીઅત મુજબ હવે તે મુસાફેર રહી નહી. પણ જો પંદર દહાડા કરતાં ઓછી મુદત રહેવાનો ઇરાદો હોય તો રોઝો નહિ રાખવો દુરૂસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૧૨૪ મસઅલો.** ગર્ભવંતી સ્ત્રી અને ધવડાવનારી સ્ત્રીને જ્યારે પોતાના જીવની અથવા બચ્ચાના જીવની કંઈ બીક હોય ત્યારે રોઝો નહિ રાખે. પછી કદી કઝા રાખી લે. પણ જો તેનો ધણી માલદાર હોય કે કોઈ ધવાડનારીને રાખીને ધવડાવી શકતો હોય તો દુધ પીવડાવવાની સ્થિતિમાં માને રોઝો છોડી દેવો દુરસ્ત નથી. પણ જો તે એવું બચ્ચું હોય કે પોતાની મા સિવાય બીજા કોઇનું દુધ નહિ પીતું હોય તો એવા વખતે માને રોઝો નહિ રાખવો દુરસ્ત છે. (શામી. જી. ૨)

**૧૨૫ મસઅલો.** કોઈ ધવડાવનારી સ્ત્રી એ દુધ પીવડાવવા વાસ્તે નોકરી કીધી પછી રમઝાન આવી લાગ્યો અને રોઝાથી બચ્ચાની જાનની બીક છે ત્યારે ધવડાવનારીને પણ રોઝો નહિ રાખવો દુરસ્ત છે. (શામી. જી. ૨)

**૧૨૬ મસઅલો.** સ્ત્રીને હેઝ આવ્યું અથવા બચ્ચું પેદા થયું અને નફાસ થઈ ગયો ત્યારે હેજકે નફાસ રહે ત્યાં સુધી રોઝો રાખવો દુરસ્ત નથી. (હિદાયા. જી. ૧)

**૧૨૭ મસઅલો.** જો રાતના પાક થઈ ગઈ તો હવે સવારના રોઝો છોડે નહિ. જો રાત્રે નહિ નહાઈ હોય તોપણ રોઝો રાખીલે અને સવારના નહાઈ લે. અને જો સવાર થયા પછી પાક થઈ તો હવે પાક થયા પછી રોઝાની નૈયત કરવી દુરસ્ત નથી. અને કંઈ ખાવું પીવું પણ દુરસ્ત નથી: હવે આખો દિવસ રોઝો રાખનારાઓની માફક રહે. (હિદાયા જી. ૧)

**૧૨૮ મસઅલો.** એવીજ રીતે જો કોઈ દહાડાની વખતે મુસલમાન થઈ અથવા દિવસની વખતે જુવાન થઈ તો હવે આખો દહાડો કંઈ ખાવું પીવું દુરસ્ત નથી. અને જો કંઈ ખાઈ, પી લીધું તો રોઝાની કઝા નવી મુસલમાન થયલી તેમજ નવી જુવાન થયલી સ્ત્રીના ઉપર વાજેબ નથી. (હિદાયા જી. ૧ લી)

**૧૨૯ મસઅલો.** મુસાફરીમાં રોઝો નહિ રાખવાનો ઇરાદો હતો પણ બપોર થાય તેથી એક કલાક આગળ પોતાને ઘેર પોંહચી ગઈ અથવા એવે વખતે પંદર દહાડા રેહવાની નૈયત થી કોઈ ઠેકાણે રહી ગઈ. અને હજી કંઈ ખાધું કે પીધું નથી. તો હવે રોઝાની નૈયત કરી લે. (હિદાયા જી. ૧)

## ફિદયાનું વર્ણન

**૧૩૦ મસઅલો.** કોઈ એવી ઘરડી થઈ ગઈ કે રોઝો રાખવાની તાકાત તેમાં રહી નહિ. અથવા એવી માંદી છે કે હવે સારા થવાની તેને આશા નથી. અને રોઝો રાખવાની તાકાત પણ તેમાં નથી તો તે રોઝો રાખે નહિ. અને દરેક રોઝાના બદલામાં એક ફકીરને ફિત્રાના સદકા જેટલું અનાજ દીએ. અથવા સવાર સાંજ તેને પેટ ભરીને ખવડાવે. શરીઅતમાં એને ફિદયો કહે છે. અને જો અનાજના બદલામાં તેટલાજ અનાજની કીંમતના પૈસા તેને દઈ દીએ, ત્યારે પણ દુરસ્ત છે. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૩૧ મસઅલો.** ફિદયાના ઘઉં જો થોડા થોડા કરીને કેટલાક મિસકીનોને દઈ દીએ તો પણ સહીહ અને જાયઝ છે. (દુર્રે મુખ્તાર)

**૧૩૨ મસઅલો.** ફરી જો તેમાં તાકાત આવી ગઈ અથવા માંદાપણાથી સારી થઈ ગઈ ત્યારે સૌ રોઝા કઝા રાખવા પડશે અને જે ફિદયો દીધો હોય તેનો સવાબ જુદો મળશે (હિદાયા જી. ૧ લી)

**૧૩૩ મસઅલો.** કોઇને માથે ઘણા રોઝાં કઝા હતા અને મરતી વખતે વસીયત કરી ગઈ કે મારા રોઝાઓના બદલામાં ફિદયો દઈ દેજો, તો તેના માલમાંથી તેનો વલી ફિદયો દઈ દીએ. અને કફન, દફન, અને કરજ અદા કીધા પછી જેટલો માલ રહે તેના ત્રીજા ભાગમાંથી જો તમામ ફિદયો દેવાય તેટલો માલ વધતો હોય તો ફિદયો દેવો વાજેબ થશે. ÷ (દુ. મુ. શામી જી. ૨)

**૧૩૪ મસઅલો.** જો તેણીએ વસીયત નહિ કીધી પણ વલીએ પોતાના માલમાંથી ફિદયો દઇ દીધો ત્યારે પણ ખુદા અરહમુરરાહેમીનથી ઉમ્મેદ રાખે કે રબ્બેને તે કબુલ કરી લીએ અને હવે રોઝાઓ વાસ્તે પકડ કરે નહિ. અને વસીયત મરનારે નહિ કીધી હોય તો મરનારના માલમાંથી ફિદયો દેવો જાયઝ નથી. તેમજ જો માલના ત્રીજા ભાગ કરતાં ફિદયો વધી જાએ તો વસીયત કીધી હોય તે છતાં તમામ વારસો રાજી નહિ થાય ત્યાં સુધી વધારે દેવું જાયઝ નથી. પણ જો તમામ વારસો રાજી ખુશી થઇ જાય તો બને તરેહથી ફિદયો દેવો જાયઝ છે. પણ નાબાલેગ વારસની રજાનો શરીઅતમાં કંઈ વિશ્વાસ નથી. બાલેગ વારસો પોતાનો ભાગ જુદો કરીને તેમાંથી દઈ દીએ તો દુરસ્ત છે. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૩૫ મસઅલો.** જો કોઇની નમાઝો કઝા થઈ ગઇ હોય અને તે વસીયત કરીને મરી જાય કે મારી નમાઝોના બદલામાં ફિદયો દઇ દેજો તેનો પણ એજ હુકમ છે. (દુ. મુ. જી. ૨)

**૧૩૬ મસઅલો.** દરેક વખતની નમાઝનો એટલોજ ફિદયો છે કે જેટલો એક રોઝાનો છે. એ હિસાબથી દિવસ અને રાતની મળીને પાંચ ફરઝ અને એક વિત્ર, છ નમાઝોના બદલામાં એંસી રૂપીઆ ભારના શેરના હિસાબે એક અધોળ કમ પોણાઅગ્યાર શેર ઘઉં દીએ પણ બચવાને અર્થે પૂરા બાર શેર આપે. (દુ. મુ. જી. ૨)

**૧૩૭ મસઅલો.** કોઈને માથે ઝકાત બાકી છે હજી દીધી નથી તો વસીયત કરી

÷ અને જો સવે ફિદયા અપાય એટલો માલ ન હોય તો જેટલો પણ નિકળે તેટલો આપી દેવો જોઈએ.

જવાથી તેનું પણ અદા કરવું વારસોપર વાજેબ છે * જો વસીયત નહિ કીધી અને વારસોએ પોતાની રાજીખુશીથી દઈ દીધી તો ઝકાત અદા નહિ થઈ. (દુ. મુ. જી.)

**૧૩૮ મસઅલો.** જો વલી મરનાર તરફથી કઝા રાખી લીએ અથવા તેના તરફથી કઝા નમાઝો પઢી લીએ તો એ દુરસ્ત નથી એટલે તેને માથેથી ઉતરશે નહિ. (હિદાયા જી. ૧)

**૧૩૯ મસઅલો.** વગર કારણે રમઝાનનો રોઝો છોડી દેવો દુરસ્ત નથી. અને બહુજ મોટો ગુનો છે. એમ નહિ સમજે કે એના બદલામાં એક રોઝો કઝા રાખી લઈશ કેમકે હદીસ શરીફમાં આવેલું છે કે રમઝાનના એક રોઝાના બદલામાં જો આખો વરસ રોઝો રાખતીજ રહે તો પણ તેટલો સવાબ નહિ થશે જેટલો કે રમઝાનનો એક રોઝો રાખવાથી મળતે. (તરગીબ તથા મિશકાત.)

**૧૪૦ મસઅલો.** જો કોઈએ પોતાના ગુનાને લીધે કમનસીબે રોઝો નહિ રાખ્યો તો લોકોની સામે કંઈ ખાય કે પીએ નહિ. તેમજ એમ પણ નહિ કહે કે આજે મારો રોઝો નથી. કેમકે ગુનો કરીને તે ગુનાને જાહેર કરવું એ પણ ગુનો છે. ત્યારે જો તે સૌ લોકો આગળ કહી દેશે તો બેવડો ગુનો થશે. એક તો રોઝો નહિ રાખવાનો. અને બીજો લોકો આગળ જાહેર કરવાનો. એ વાત મશહુર છે કે "ખુદાપાકથી ચોરી નથી તો બંદાઓની શી ચોરી ?" એ ખોટી વાત છે. એટલુંજ નહિ પણ જે લોકો કોઈ ઉઝરથી રોઝા નહિ રાખતા હોય તેઓને પણ લાયક છે કે સૌની રૂબરૂમાં ખાય નહિ. (દુ. મુ. શામી. જી. ૧)

**૧૪૧ મસઅલો.** જયારે દીકરા દીકરી રોઝો રાખવા લાએકના થઈ જાએ તો તેઓને પણ રોઝાનો હુકમ કરે. અને જયારે દસ વરસની ઉમ્મરના થઈ જાય ત્યારે મારીને રોઝો રખાવે. જો તમામ રોઝા નહિ રાખી શકે તો જેટલા રાખી શકે તેટલા રખાવે (દુ. મુ. જી. ૨)

**૧૪૨ મસઅલો.** જો નાબાલેગ છોકરા છોકરી રોઝો રાખીને તોડી નાંખે તો તેની કઝા રખાવે નહિ. પણ જો નમાઝની નૈયત કરીને તોડી નાંખે તો તેને તેઓની પાસે ફરીથી પઢાવે. (હિદાયા જી. ૧)

## એઅતેકાફનું બયાન.

રમઝાન શરીફની ૨૦ મી તારીખે સુરજ ડુબે તેથી થોડા વખત પહેલાંથી ૨૯ કે ૩૦ મી તારીખ એટલે જે દહાડે ઈદનો ચાંદ દેખાય તે દહાડે, દહાડો આથમે ત્યાં સુધી પોતાના ઘરમા ÷ જયાં નમાઝ પઢવાને વાસ્તે જગ્યા મુકર્રર કીધી હોય તે જગ્યાએજ મજબુતીથી બેસી રહેવું એને એઅતેકાફ કહે છે.

એનો બહુજ મોટો સવાબ છે. જો એઅતેકાફ શરૂ કરે તો ફકત પિસાબ જાજરૂ અથવા ખાવા પીવાની નાચારીઓને વાસ્તે તો ત્યાંથી ઉઠવું જાયઝ છે. અને જો ખાણું પાણી દેનારો કોઈ હોય તો ખાવા પીવા વાસ્તે પણ નહિ ઉઠે. હમેશ તેજ જગ્યાએ રહે અને ત્યાંજ સુએ. અને બહેતર એ છે કે નકામી નહિ રહે. કુરઆને શરીફ પઢતી રહે, નફિલો અને તસબીહો જેની તૌફીક થાય તેમાં લાગી રહે અને જો હૈઝ કે નફાસ આવી જાએ તો એઅતેકાફ છોડી દે, તેમાં દુરસ્ત નથી. * અને એઅતેકાફમાં મરદની સાથે સોહબત કરવી, કોટી કરવી, ભેટવું પણ દુરસ્ત નથી. (દુ. મુ. શામી. જી. ૨)

---

* કફન, દફન અને કરઝ આપ્યા પછી જે માલ બચે તેની ત્રીજી પાનીમાંથી વસીયત મુજબ ઝકાત આપવું પણ વાજિબ છે જેમકે રોઝાનો ફિદયો એક ત્રતિયાઉંસ માલમાંથી કાઢવામાં આવે છે.

÷ અને મર્દો એઅતેકાફ એવી મસીદમાં કરે કે જ્યાં પાંચે વખત જમાઅત થતી હો.

* પરંતુ પવિત્ર થયા પછી ખાસ તે દિવસના એઅતેકાફની કઝા જરૂરી છે. ત્યારે જો એ કઝા રમઝાનમાં કરીતો રમઝાનનોજ રોઝો બસ થશે. અને જો રમઝાન પછી કઝા કરશે તો તે દિવસે રોઝો રાખવો પણ જરૂરી છે.

## ઝકાતનું બયાન.

જેની પાસે માલ હોય અને તેની ઝકાત તે નહિ કાઢતી હોય તો તે અલ્લાહ તઆલાની આગળ ઘણીજ ગુનેગાર છે. કેયામતને દહાડે તેણીના ઉપર સખત અઝાબ થશે. હઝરત રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે "જેની પાસે સોનું ચાંદી હોય અને તે તેની ઝકાત નહિ દેતો હોય તો કેયામતને દહાડે તેને વાસ્તે અગ્નીની તખતીઓ બનાવાશે. ફરી તેઓને જહંનમની આગપર તપાવીને તેની બન્ને પાંસળીઓ અને કપાળ અને પીઠપર ડામ દેવામાં આવશે. અને જ્યારે તે ટાઢી પડી જશે ત્યારે ફરીથી ગરમ કરી લેવામાં આવશે."

અન હઝરત નબીએ (અસ.) એ ફરમાવ્યું કે "જેને અલ્લાહે માલ દીધો અને તેણે ઝકાત નહિ દીધી તો કયામતને દહાડે તેનો માલ ઝેરી ગંજો સાપ બનાવવામાં આવશે. તે તેની ગરદનમાં વિંટળાઈ જશે. તે તેના બન્ને જડબા તોડશે અને કરડશે. અને કહેશે કે હુંજ તારો માલ છું, હુંજ તારો ખજાનો છું." ખુદા બચાવે. વારૂ એટલા અઝાબને કોણ સહન કરી શકશે? થોડી લાલચને વાસ્તે એવી મુશીબત ભોગવવી બહુજ મુર્ખાઇની વાત છે. ખુદાતઆલાનીજ દીધેલી દોલતને ખોદાના માર્ગમાં નહિ દેવી કેટલી નામોનાસબ અને બુરી વાત છે.

**૧ મસઅલો.** જેની પાસે સાડા-બાવન તોલા * ચાંદી હોય અથવા સાડાસાત તોલા સોનું હોય અને એક વરસ સુધી બાકી રહે તો વરસ પુરૂં થતાં તેની ઝકાત દેવી વાજેબ છે. અને જો એનાથી કમી હોય તો તેનાપર ઝકાત વાજેબ નથી. અને જો એના કરતાં વધારે હોય તો ત્યારે પણ ઝકાત વાજેબ છે. (દુ. મુ. શામીજી. ૧)

**૨ મસઅલો.** કોઈની પાસે આઠ તોલા સોનું ચાર કે છ મહીના સુધી રહ્યું ફરી તે કમી થઈ ગયું અને બેત્રણ મહીના પછીફરી પૈસો મળીગયો ત્યારે પણ ઝકાત દેવી વાજેબ છે. મતલબ એકે જયારે વરસની શરૂઆતમાં કે આખેરમાં પૈસાવાળો થઈ જાય અને વરસની વચ્ચે કેટલાક દહાડા તે ગણત્રીથી ઓછા રહી જાય ત્યારે પણ ઝકાત વાજેબ થાય છે. વચ્ચે થોડા દહાડા કમી થઈ જાય ત્યારે પણ ઝકાત માફ થતી નથી. પણ સૌ માલ જતો રહે અને તે પછી પાછો દ્રવ્ય મળી જાયતો જ્યારથી ફરી મળેલો છે ત્યારથી એક વરસનો હિસાબ લગાડાશે. (હિદાયા. જી. ૧)

**૩ મસઅલો.** કોઈની પાસે આઠ કે નવ તોલા સોનું હતું પણ વરસ દહાડો પૂરો થાય તે પેહેલાં જતું રહ્યું અને વરસ પુરો ગુજર્યો નહિ તો ઝકાત વાજેબ નથી. (હિદાયા. જી. ૧)

**૪ મસઅલો,** કોઈની પાસે બસો રૂપીયા છે. અને એટલાજ રૂપીઆનો તે કરજદાર પણ છે, તો એણીના ઉપર ઝકાત વાજેબ નથી. પછી આખા બરસ સુધી રહે અથવા નહિ રહે. અને જો દોઢસો રૂપીઆનું દેવું હોય તો પણ ઝકાત વાજેબ નથી કેમકે દોઢસો રૂપીઆ દેણામાં જતા રહયા ત્યારે ફકત પચાસ રૂપીઆ રહી ગયા

* અને રૂપીઆના વજનથી ચોપન રૂપીઆ તેર આની અને ત્રણ રતી ચાંદી અને સાત રૂપીયા બાર આની અને સાત રતી સોનુ થયું એ હિસાબથી હઝરત ફાતેમાં [રદી]ની મેહેર આસરે રૂપીયા ૧૩૭ની થઇ. અને એ સૌ હિસાબ જે વાત મશહુર છે કે મિસકાલ ૪:। માશાનો છે તેના ઉપરથી છે અને જે હિસાબ જાતે કરવામાં આવ્યો તો તેમાં કોઈ ઠેકાણે વધ ઘટ નીકળે છે તેથી કરીને જો કોઈ બચાવ રાખવા માંગે તો તે એવી રીતે કરે કે ઝકાત ચાલીસ રૂપીઆભાર ચાંદી અને છ રૂપીઆભારમાં પાંચ રતી કમ સોનામાં દીએ અને રીતના સદકામાં એંસીરૂપીયા ભારના સેરથી બસેર ઘઉં દઈદીએ અને ગલ્લાઓ નજાસતને માટે સાડાત્રણ માસાથી બચે અને ફાતેમાં [રદી]ની મહેરમાં ઓરતને વાસ્તે બચાવ એમાં છે કે સો રૂા.થી વધારે માંગે નહિં અને યાદ રાખવું જોઇએ કે અમે તમામ તોલમાં લખનૌના તોલા માશાને માતબર ગણ્યો છે જેની રૂએ અંગ્રેજ સિક્કાનો રૂપીઓ સાડાઅગ્યાર માશાનો થાય છે. જો શેહરોમાં તોલાનું વજન કમી કે વધારે હોય તેના ઉપરથી હિસાબ કરી લેશે.

અને પચાસ રૂપીઆમાં ઝકાત વાજેબ થતી નથી. (હિદાયા. જી. ૧)

**૫ મસઅલો.** જો બસો રૂપીઆ પાસે હોય અને એકસો રૂપીઆનુ માથે કરજ હોય તે એક સો રૂપીઆની ઝકાત વાજેબ છે. (હિદાયા. જી. ૧)

**૬ મસઅલો.** સોના ચાંદીના ઘરેણા અને વાસણ અને સાચી ફીત કિનારી સૌના ઉપર ઝકાત વાજેબ છે. પછી તે પહેરતી હોય અથવા બંધ રાખતી હોય, અને કદી પણ પહેરતી ન હોય. મતલબ એ કે ચાંદી સોનાની દરેક ચીજમાં ઝકાત વાજેબ છે. પણ જો ઉપર બતાવેલા વજનથી ઓછી હોય તો ઝકાત વાજેબ થશે નહિ (હિદાયા. જી. ૧)

**૭ મસઅલો.** સોનું કે ચાંદી જો ખરા ન હોય પણ તેમાં કંઈ ભેળ હોય જેમકે દાખલા તરીકે ચાંદીમાં કલ્લાઈ મેળવેલી છે. ત્યારે જુઓ કે ચાંદી વધારે છે કે કલ્લાઈ, જો ચાંદી વધારે હોય તો તેના ઉપર ચાંદીનોજ હુકમ લાગુપડશે, અને ઉપર જણાવેલા મુજબ તેનું વજન હોય તો ઝકાત વાજેબ છે. અને જો કલ્લાઈ વધારે છે, તો તેને ચાંદી સમજાશે નહિ પણ કલ્લાઈ સમજાશે. ત્યારે જે હુકમ પીત્તળ, ત્રાંબુ, લોઢું અને કલ્લાઈ વિગેરે ચીજોનો છે. જેમકે આગળ બયાન કરવામાં આવશે, તેજ હુકમ એનો પણ છે. (હિદાયા. જી. ૧)

**૮ મસઅલો.** કોઈની પાસે નહિ તેટલું પુરૂં સોનું છે અને નહિ એટલી ચાંદી છે. પણ થોડું સોનું છે અને થોડી ચાંદી છે. તો હવે જો બંનેની કીંમત સાથે ગણતાં જો સાડાબાવન તોલા ચાંદીની બરાબર થઇ જાય અથવા સાડા સાત તોલા સોનાની બરાબર થઈ જાય તો ઝકાત વાજેબ છે. અને જો બને ચીજો એટલી થોડી વજનની હોય કે બંનેની કીંમત નહિ તેટલી ચાંદી જેટલી થાય છે અને નહિ તેટલા સોના જેટલી થાય છે તો ઝકાત વાજેબ નથી. અને જો સોના અને ચાંદી તેટલી પુરેપુરી હોય તો કીંમત ગણવાની કંઈ જરૂર નથી× (દુ. મુ. જી.૨)

**૯ મસઅલો.** ધારો કે કોઈ વખતે પચ્ચીસ રૂપીયાનું એક તોલું સોનું મળે છે. અને એક રૂપીઆની દોઢ તોલો ચાંદી મળે છે, અને કોઈની પાસે બે તોલા સોનું અને પાંચ રૂપીયા પોતાના જરૂરી કામકાજથી વધારે છે, અને એક વરસ સુધી તે એમજ પડયા રહ્યા, તો તેના ઉપર ઝકાત વાજેબ છે. કેમકે બે તોલા સોનું પચાસ રૂપીયાનું થયું અને પચાસ રૂપીયાની ચાંદી પોણાસો તોલા થઈ ત્યારે બે તોલા સોનાની જો તમે ચાંદી ખરીદસો તો પોણાસો તોલા મળશે અને તમારી પાસે પાંચ રૂપીયા છે. એ હિસાબથી જેટલા અંદાજા ઉપર ઝકાત વાજેબ થાય છે તેના કરતાં વધારે માલ થઈ ગયો. પણ જો તમારી પાસે ફકત બે તોલા સોનુંજ રેહતે અને તે સિવાય રૂપીઆ કે ચાંદી કંઈ રેહતે નહિ તો ઝકાત વાજેબ નહિ થાત. (દુ. જી. ૨)

**૧૦ મસઅલો** એક રૂપીયાની ચાંદી બે તોલા મળે છે. અને કોઈની પાસે ફકત ત્રીસ રૂપીયા છે તો તેના પર ઝકાત વાજેબ નથી. અને ત્રીસ રૂપીયાની ચાંદી તો સાઠ તોલા થઈ એમ તેનાપર હિસાબ લગાડવામાં આવશે નહિ, કેમકે રૂપીઓ તો ચાંદીનોજ થાય છે અને જયારે ફકત ચાંદી કે ફકત સોનું કોઈની પાસે હોય તો વજન પર હિસાબ ગણાસે કીંમત પર નહિ (દુ. મુ. જી.૨)

**૧૧ મસઅલો.** કોઈની પાસે સો રૂપીયા પોતાના ખરચ કરતાં વધારે રાખેલા હતા પછી વરસ પુરૂં થાય તે પહેલાં પચાસ રૂપીયા બીજા મળી ગયા તો પચાસનો હિસાબ જુદો ગણાશે નહિ, પણ તેજ રૂપીઆ સાથે તેઓને મેળવી દેવામાં

× એટલે સોનાની ઝકાત તેના નિસાબ પ્રમાણે અલગ આપે, અને ચાંદીની ઝકાત તેના નિસાબ પ્રમાણે અલગ આપે, અને જો એવી સુરતમાં પણ કીંમત આંકો આપવા ચાહે તો એવી શરતે આપવું જાએઝ થશે કે જેમાં ગરીબોનું હિત સમાયલું હોય.

આવશે, અને જ્યારે તે સો રૂપીઆ ઉપર વરસ વિતી જશે ત્યારે પુરા દોઢસોની ઝકાત વાજેબ થશે, અને એમ સમજાશે કે જાણે પુરા દોઢસો રૂપીઆ પર વરસ વિતી ગયો. (હિદાયા. જી. ૧)

**૧૨ મસઅલો.** કોઈની પાસે સો તોલા ચાંદી હતી પછી વરસ પુરૂં થાય તે પહેલાં બે ચાર તોલા સોનું આવી ગયું અથવા નવ કે દશ તોલા સોનું મળી ગયું. ત્યારે પણ તેનો હિસાબ જુદો ગણવામાં આવશે નહિ પણ તે ચાંદી સાથે મેળવીને ઝકાતનો હિસાબ કરવામાં આવશે તો જ્યારે તે ચાંદી પર એક વર્ષ પુરૂં વિતી જશે ત્યારે તે તમામ માલપર ઝકાત વાજેબ થશે. (હિદાયા. જી. ૧)

**૧૩ મસઅલો.** સોનું અને ચાંદી એ સિવાય જેટલી ચીજો છે, જેમકે લોઢું, તાંબુ, પીત્તળ ગીલીટ, કલઈ વિગેરે અને એ ચીજોના બનેલા વાસણ વિગેરે અને લુગડાં જોડા અને એ ઉપરાંત જે કંઈ રાચરચીલું હોય તેનો એવો હુકમ છે કે જો તેણી તેને વેચતી હોય, અને વેપાર કરતી હોય ત્યારે જુઓ કે તે માલ કેટલો છે. જો તે માલ એટલો હોય કે તેની કીંમત સાડીબાવન તોલા ચાંદી અને સાડાસાત તોલા સોનાની કીંમતની બરાબર હોય તો જ્યારે સાલ પુરી થાય તો તે વેપારના માલ * ઉપર ઝકાત વાજેબ છે, અને જો એટલો ન હોય તો તેમાં ઝકાત વાજેબ નથી, અને જો માલ વેપારને વાસ્તે રાખેલો નથી તો તેમાં ઝકાત વાજેબ નથી. પછી ગમે તેટલો માલ કેમ ન હોય. જો હજારો રૂપીઆનો માલ હોય તો પણ ઝકાત વાજેબ નથી. (હિદાયા જી. ૧)

**૧૪ મસઅલો.** ઘરનો સામાન જેવું કે પીત્તળની મોટી દેગો, થાળીઓ અને લગન, ખુનચા, ખાવા પીવાના વાસણ, અને રહેવાનું ઘર, અને પહેરવાના લુગડાં અને સાચા મોતીઓના હાર વિગેરે. એ ચીજોમાં ઝકાત વાજેબ નથી. પછી તે ગમે તેટલા કેમ ન હોય અને ગમે તો રોજ વપરાતા હોય, અને ગમે તો નહિ વપરાતા હોય, કોઈ પણ રીતે ઝકાત વાજેબ નથી. માત્ર જો એ વેપારનો માલ હોય તો ઝકાત વાજેબ છે. ખુલાસો એ કે સોના ચાંદી સિવાય બીજો જે કંઈ માલ હોય જો તે વેપારનો માલ હોય તો ઝકાત વાજેબ છે. નહિતો તેમાં ઝકાત વાજેબ નથી. (દુ. મુખ્તાર. જી. ૨)

**૧૫ મસઅલો.** કોઈની પાસે પાંચ દશ ઘર છે, અને તેણી તેઓને ભાડે આપે છે. ત્યારે એ ઘરોપર પણ ઝકાત વાજેબ નથી. પછી ગમે તેટલી કીંમતનાં કેમ ન હોય. તેમજ જો કોઈ બસો ચારસો રૂપીયાનાં વાસણ ખરીદી તેને ભાડે ફેરવે છે તો તે ઉપર પણ ઝકાત વાજેબ નથી. મતલબ કે ભાડે આપવાની વસ્તુ ઉપર ઝકાત વાજેબ થતી નથી. (ફતાવા કાઝીખાન. જી. ૧)

**૧૬ મસઅલો.** પહેરવાના બેવડા પોશાક ગમે તેટલી વધારે કીંમતના હોય તેમાં ઝકાત વાજેબ નથી. પણ તેમાં સાચી જરીનું કામ હોય કે જો તેમાંથી જરી છુટી પાડવામાં આવે તો સાડા બાવન તોલા અથવા એ કરતાં વધારે નીકળે તો ચાંદી પર ઝકાત વાજેબ છે, અને જો તેટલું ન હોય તો ઝકાત વાજેબ નથી. (દુ. મુ. શામી. જી. ૨)

**૧૭ મસઅલો.** કોઈની પાસે ચાંદી અથવા સોનું છે, અને કેટલોક વેપારનો માલ છે, તો સૌને મેળવી જુઓ કે જો તેની કીંમત સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનાની બરાબર થાય છે તો ઝકાત વાજેબ છે. અને જો એટલી ન હોય તો વાજેબ નથી. (હિદાયા જી. ૧)

**૧૮ મસઅલો.** વેપારનો માલ તેજ ગણાશે કે જેને એજ ઇરાદાથી ખરીદ કીધો હોય કે તેનો વેપર કરીશું. ત્યારે જો કોઈએ પોતાના ઘર ખરચ વાસ્તે અથવા લગ્ન વિગેરેના ખરચને

---

* વેપારી માલમાં ઝકાત વાજીબ છે. જો કે રાત્રે દિવસનો ખરચ પણ એજ આમદનીની ઉપર આધાર હોય અથવા બીજી કોઈ આવકથી ખરચ ચાલતો હોય એ માલ ઉપર દરેક સુરતમાં ઝકાત વાજીબ છે.

વાસ્તે ચોખા ખરીદ કીધા પછી વિચાર કીધો કે લાવો તેનો વેપાર કરીએ તો તે માલ વેપારનો ગણાશે નહિ, અને તેની ઉપર ઝકાત વાજેબ નથી. (હિદાયા જી. ૧)

**૧૯ મસઅલો.** જો કોઈની પાસે તમારે કરજ લ્હેણું થાય છે. તો તેના ઉપર પણ ઝકાત વાજેબ છે. પણ લ્હેણું ત્રણ તરેહનું છે. એક તો એ કે રોકડ રૂપીઆ અથવા સોનું ચાંદી કોઈને કરજે દીધાં, અથવા વેપારનો માલ વેચ્યો તેનું લ્હેણું છે; અને એક વરસ અથવા બે ત્રણ વરસ પછી લ્હેણું વસુલ થયું ત્યારે જો તે રકમ એટલી હોય કે જેના ઉપર ઝકાત વાજેબ થાય તો તે સૌ વરસોની ઝકાત દેવી વાજેબ છે, અને જો એકી વખતે લ્હેણું નહિ વસુલ થાય તો જ્યારે તેમાંથી + અગ્યાર રૂપીઆ મળે ત્યારે તેટલાની ઝકાત દેવી વાજેબ છે.

અને જો એનાથી ઓછા મળે તો વાજેબ નથી. ફરી જ્યારે અગ્યાર રૂપીઆ બીજા મળે તો તેની ઝકાત દઈ દીએ. એવીજ રીતે ઝકાત દેવી જારી રાખે અને જ્યારે દીએ તો તમામ વરસોની દીએ. અને જો લ્હેણું એના કરતાં ઓછું હોય તો ઝકાત વાજેબ થશે નહિ. પણ જો તેની પાસે કંઇ બીજો માલ * પણ હોય અને બંનેને મેળવતાં રકમ પુરી થઈ જાય તો ઝકાત વાજેબ થશે. (દુ. મુ. શામી. જી. ૨)

**૨૦ મસઅલો.** જો રોકડ કંઈ દીધું નથી, અને નહિ વેપારનો માલ વેચ્યો, પરંતુ કોઈ એવી ચીજ વેચી હતી જે વેપારની નહી હતી, જેવી કે પહેરવાનાં લુગડાં વેચ્યાં, અથવા ઘરનું સામાન વેચ્યું અને તેની કીંમત બાકી છે, અને તે એટલી છે જેટલી કે ઝકાતને વાસ્તે હોવી જોઇએ. ફરી તે કીંમત કેટલા વરસ પછી વસુલ મળી તો સૌ વરસોની ઝકાત દેવી વાજેબ છે, અને જો તે સૌ એકી વખતે વસુલ નહી થાય પણ થોડી થોડી કરીને મળે તો જ્યાં સુધી પોણાપંચાવન રૂપીયા નહિ વસુલ મળે ત્યાં સુધી ઝકાત વાજેબ નથી. જ્યારે પોણાપંચાવન રૂપીયા મળી જાય તો સૌ વરસોની ઝકાત દેવી વાજેબ છે.

**૨૧ મસઅલો.** ત્રીજી તરેહ એ છે કે ધણીની પાસે મેહેર લેવી બાકી છે તે ઘણા વરસો પછી મળી તો તેની ઝકાતનો હિસાબ જે દિવસે તે મેહેર મળી તે દિવસથી છે. તેના આગળા વરસોની ઝકાત વાજેબ નથી. પણ જો હવે તેણીની પાસે રાખેલી રહે અને તેના ઉપર એક વરસ વીતી જાય તો ઝકાત વાજેબ થશે, નહિતો વાજેબ નથી. (દુ. મુ. શામી. જી. ૨)

**૨૨ મસઅલો.** જો કોઈ પૈસાદાર માણસ જેનાપર ઝકાત વાજેબ છે વરસ ગુજરે તે પહેલાંથી ઝકાત દઈ દીએ, અને વરસ પુરો થવાની રાહ નહિ જુએ તો એ પણ જાયઝ છે. અને ઝકાત અદા થઈ જાય છે, અને જો તે માલદાર નહિ હોય પણ કયેથી પૈસા મળવાની આશા હતી, એવી આશાથી માલ મળવા અગાઉ તેણીએ ઝકાત દઈ દીધી. ત્યારે આ ઝકાત અદા થશે નહિ. જ્યારે માલ મળી જાય અને તેના ઉપર એક વરસ વિતી જાય ત્યારે ઝકાત દેવી જોઈએ. (હિદાયા. જી. ૧)

**૨૩ મસઅલો.** માલદાર માણસ જો કેટલાક વરસોની ઝકાત આગળથી જ દઈ દીએ તો એપણ જાયઝ છે. પણ જો કોઈ વરસમાં માલ વધી ગયો તો તેટલા વધારાની ઝકાત ફરી દેવી પડશે. (દુ. મુ. જી. ૩)

**૨૪ મસઅલો.** કોઈની પાસે સો રૂપીયા તેની જરૂર કરતાં વધારે રાખેલા છે, અને સો રૂપીયા બીજે ઠેકાણેથી મળવાની આશા છે. હવે તેણીએ પુરા બસો રૂપીયાની ઝકાત વરસ પુરો થાય તે પહેલાં દઈ દીધી, એ પણ દુરૂસ્ત છે. પરંતુ જો વર્ષ પુરૂં થતાં રૂપિયા હિસાબથી ઘટી ગયા તો, ઝકાત માફ થઈ ગઈ, અને તે પ્રથમનું આપેલું નફિલ સદકો થઈ ગયો. (દુ. મુ. શામી. જી. ૨)

+ હિસાબ ગણતાં ૧૦॥।ા થાય છે. થોડુંક વધારવાથી પુરા અગ્યાર લખી દીધા પણ બચાવ એમાં છે કે આઠ રૂપીયા વસુલ મલવાથી દઈ દીએ.

* તે માલ જેના પર ઝકાત વાજીબ થતી હોય.

**૨૫ મસઅલો.** કોઇની માલ પર પુરૂં એક વરસ વિતી ગયું પણ હજી તેણે ઝકાત નહિ કાઢી હતી કે એટલામાં તમામ માલ ચોરી થઈ ગયો અથવા કોઈ બીજી તરેહથી જતો રહયો તો ઝકાત પણ માફ થઈ ગઈ, અને જો પોતે પોતાનો માલ કોઇને દીધો અથવા કોઈ પણ તરેહથી જાણી જોઈને પોતે બરબાદ કરી દીધો ત્યારે જેટલી ઝકાત વાજેબ થઈ હતી તેટલી માફ નહિ થઈ, પણ દેવી પડશે. (હિદાયા- જી. ૧ દુ, મુ. જી. ૨)

**૨૬ મસઅલો.** વરસ પુરૂં થયા પછી કોઈએ પોતાનો માલ ખેરાત કરી દીધો ત્યારે પણ ઝકાત માફ થઈ ગઈ. (હિદાયા. જી. ૧)

**૨૭ મસઅલો.** કોઇની પાસે બસો રૂપીયા હતા. એક વરસ પછી તેમાથી એક સો રૂપીયા ચોરી થઇ ગયા. અથવા એકસો રૂપીયા લીલ્લાહ દઈ દીધા. ×માત્ર એકસોની ઝકાત માફ થઈ ગઈ. ફકત સો રૂપીયાની ઝકાત દેવી પડશે. (હિદાયા. જી. ૧-દુ. મુ. જી. ૨)

## ઝકાત અદા કરવાનું (દેવાનું) બયાન.

**૨૮ મસઅલો.** જ્યારે માલ ઉપર પુરૂં વરસ ગુજરી જાય તો તરતજ ઝકાત દઇ દેવી જોઇએ. નેક કામમાં ઢીલ કરવી ઠીક નથી, કે રખેને એકાએક મોત આવી જાય, અને એનો બોજો પોતાની ગરદન પર રહી જાય. જો વરસ પુરૂ થયા પછી ઝકાત નહિ દીધી તે અહીં સુધી કે બીજું વરસ પણ ગુજરી ગયું તો ગુનેગાર થઈ, હજી પણ તોબા કરીને બંને વરસોની ઝકાત દઈ દીએ. સાર એ કે પોતાની આખી ઉમરમાં કોઈ પણ વખતે જરૂર દઈ દીએ બાકી રાખે નહિ. (દુ. મુ. જી. ૨)

**૨૯ મસઅલો.** જેટલો માલ હોય તેનો ચાલીસમો ભાગ ઝકાતમાં દેવો વાજેબ છે એટલે સો રૂપીયામાં અઢી રૂપીયા, અને ચાલીસ રૂપીયામાં એક રૂપીયો. * ( દુ. મુ. જી. ૨)

**૩૦ મસઅલો.** જે વખતે ઝકાતના રૂપીયા કોઈ ગરીબને દીએ તે વખતે પોતાના મનમાં એટલું વિચારી લીએ કે હું ઝકાત આપું છું. જો તેણીએ એવી નેયત નહિ કીધી એમજ દઈ દીધા તો ઝકાત અદા નહિ થઈ ફરીથી દેવી જોઈએ, અને એ જેટલું દીધું હશે તેનો સવાબ જુદો મળશે. (દુ. મુ. જી. ૨)

**૩૧ મસઅલો** જો ફકીરને દેતી વખતે એ નેયત નહિ કીધી તો જ્યાં સુધી તે ફકીર પાસે તે માલ રહે ત્યાં સુધી એ નેયત કરી લેવી દુરૂસ્ત છે. હવે નેયત કરી લેવાથી પણ ઝકાત અદા થઈ જશે. પણ જો ફકીરે ખર્ચી નાંખ્યો તે વખતે નેયત કરવી ફોકટ છે; હવે ફરીથી ઝકાત દીએ. ( દુ. મુ. જી. ૨ )

**૩૨ મસઅલો.** કોઇએ ઝકાતની નેયતથી બે રૂપીયા કાઢીને જુદા રાખ્યા કે જ્યારે એને લેવા લાયક કોઈ મળશે તો તેને દઈશ. ફરી જ્યારે ફકીરને દઈ દીધા તે વખતે ઝકાતની નેયત કરવી ભુલી ગઈ તો પણ ઝકાત અદા થઈ ગઈ. પણ જો ઝકાતની નેયતથી કાઢીને જુદા નહિ મુકે તો ઝકાત અદા થતે નહિ. ( દુ. મુ. જી. ૨)

**૩૩ મસઅલો.** કોઇએ ઝકાતના બે રૂપીયા કાઢયા તો તેનો અખત્યાર છે કે ગમે તો એકનેજ સૌ દઈ દીએ અથવા થોડું થોડું કરીને કેટલાક ગરીબોને દીએ. અને ગમે તો તેજ દહાડે સૌ દઈ દીએ અથવા થોડું થોડું કરીને કેટલાક મહિનાઓમાં દીએ. ( દુ. મુ. જી. ૨ )

**૩૪ મસઅલો.** વધારે સારૂં એજ છે કે એક ગરીબને એટલું દઈ દીએ કે તે દહાડે તેને પુરતું પડે. કોઈ બીજા પાસે તેને માંગવાની જરૂર પડે નહિ. ( દુ. મુ. જી. ૨ )

**૩૫ મસઅલા.** એકજ ફકીરને એટલો માલ દઈ દેવો કે જેટલો માલ હોવાથી ઝકાત

---

× અને જો કોઈને બક્ષીસ આપી દે અથવા પોતે ખરચી નાખે તો ઝકાત વાજીબ રહેશે.

* આ હિસાબ કરવાની રીત બતાવી છે. કે આવી રીતે ઝકાત વાજીબ થાય છે. નહીં તો ચાલીસ રૂપીઆમાં ઝકાત વાજીબ થતી નથી.

વાજેબ થાય છે, મકરૂહ છે. પણ જો દઈ દીધો તો ઝકાત અદા થઈ ગઇ. અને તેનાથી કમ દેવું જાયઝ છે, મકરૂહ પણ નથી ( હિદાયા જી. ૧ )

**૩૬ મસઅલો.** કોઇ ઓરત કરજ લેવા આવી અને એ વાતની ખબર છે કે તે એવી કંગાલ અને મુફલેસ છે કે કદી તે અદા કરી શકશેજ નહિ. અથવા એવી પચાવી પડનાર છે કે કરજ લીધા પછી અદા કરતી નથી. તેવી ઓરતને કરઝને નામે ઝકાતનો પૈસો દઈ દીધો, અને પોતાના મનમાં વિચારી લીધું કે હું ઝકાત દઉં છું તો ઝકાત અદા થઈ ગઈ. અગર જો તે પોતાના મનમાં એજ સમજે કે મને કરઝ દીધેલો છે. ( દુ. મુ. શામી. જી. ૨ )

**૩૭ મસઅલો.** જો કોઇને બક્ષીસ તરીકે કંઈ દીધું પણ મનમાં એવી નૈયત કીધી કે હું ઝકાત દઉં છું ત્યારે પણ ઝકાત અદા થઈ જશે. ( દુ. મુ. શામી જી. ૨ )

**૩૮ મસઅલો.** કોઈ ગરીબ માણુસ ઉપર તમારા દસ રૂપીયા લ્હેણા છે અને તમારા માલની ઝકાત પણ દસ રૂપીયા કે એ કરતાં વધારે છે. ત્યારે તેને ઝકાતની નૈયતથી પોતાનું લહેણું માફ કરી દીધું, તો ઝકાત અદા નહિ થઈ. પણ તે માણસને જો ઝકાતની નૈયતથી દસ રૂપીયા દઈ દેશો તો ઝકાત અદા થઈ જશે. હવે એજ રૂપીઆ પોતાના લ્હેણામાં તેનાથી લઈ લેવા દુરસ્ત છે. ( દુ. મુ. જી. ૨ )

**૩૯ મસઅલો.** કોઈની પાસે ચાંદીનાં એટલાં ઘરેણાં છે કે હિસાબ ગણતાં ત્રણ તોલા ચાંદી ઝકાતની થાય છે. અને બજારમાં ત્રણ તોલા ચાંદી બે રૂપીયે વેચાય છે, તો ઝકાતમાં બે રૂપીયા દેવા જાયઝ નથી. કેમકે બે રૂપીયાનું વજન ત્રણ તોલા થતું નથી, અને ચાંદીની ઝકાતમાં જ્યારે ચાંદી દેવાય તો વજનનો હિસાબ ગણાશે. કીંમતનો હિસાબ ગણાશે નહિ. પણ એવી હાલતમાં જો બે રૂપીયાનું સોનું અથવા બે રૂપીઆના પૈસા અથવા લુગડું અથવા કોઈ બીજી ચીજ દઈ દીધી અથવા ત્રણ તોલા ચાંદી દઈ દીએ તો દુરસ્ત છે. ઝકાત અદા થઈ જશે. ( દુ. મુ. શામી. જી. ૨ )

**૪૦ મસઅલો.** ઝકાતના રૂપીયા પોતે પોતાના હાથે નહીં દીધા, પણ કોઈ બીજાને દીધા કે તમે દઈ દેજો એ પણ જાયઝ છે. હવે તે માણસ દેતી વખતે જો ઝકાતની નૈયત નહિ કરે તો પણ ઝકાત અદા થઈ જશે. ( દુ. મુ. શામી. જી. ૨ )

**૪૧ મસઅલો.** કોઈ ગરીબને દેવા સારૂ તમે બે રૂપીયા કોઇને દીધા પણ તેણે તેજ રૂપીયા ફકીરને દીધા નહિ જે કે તમે તેને દીધા હતા, પણ પોતાની પાસેથી બે રૂપીયા તમારા તરફથી દીધા. અને એવો વિચાર કીધો કે તે રૂપીયા હું લઈ લઇશ. ત્યારે પણ ઝકાત અદા થઈ ગઈ. પણ તેમાં શરત એ છે કે તમારા રૂપીયા તેની પાસે હોવા જોઇએ. અને હવે તે માણસ પોતાના બે રૂપીયાના બદલામાં તમારા પેલા બે રૂપીયા લઈ લીએ. પણ તમારા દીધેલા રૂપિયા જો તેણે પ્રથમ ખરચી નાંખ્યા અને તે પછી પોતાના રૂપીયા ગરીબને દીધા તો ઝકાત અદા થઈ નહિ. અથવા તમારા રૂપીયા તેની પાસે રાખેલા તો છે, પણ પોતાના રૂપિયા દેતી વખતે તેણે નૈયત એવી રીતે નહિ કીધી કે તે રૂપીયા હું લઈ લઇશ. ત્યારે પણ ઝકાત અદા થઈ નહિ. હવે પેલા બે રૂપીયા ફરીથી ઝકાતમાં દીએ. ( દુ. મુ. શામી જી. ૨ )

**૪૨ મસઅલો.** જો તમે રૂપીયા નહિ દીધા પણ એટલું કહી દીધું કે તમે મારા તરફથી ઝકાત દઈ દેશો. તેથી કરીને તેણે ઝકાત દઈ દીધી તો અદા થઈ ગઈ. અને જેટલું તેણે તમારા તરફથી દીધું છે હવે તમારી પાસેથી લઈ લે. ( દુ. મુ. શામી જી. ૨ )

**૪૩ મસઅલો.** જો તમે કોઇને કંઈ કહ્યું નહિ: અને તેણે તમારી રજા વિના તમારા તરફથી ઝકાત દઈ દીધી ત્યારે ઝકાત અદા નહિ થઈ. હવે જો તમને મનજુર પણ હોય ત્યારે પણ દુરસ્ત નથી. અને જેટલું તમારા તરફથી

દીધું છે તેટલું વસૂલ કરવાનું તેને તમારાથી હક નથી. ( દુ. મુ. શામી જી. ૨ )

**૪૪ મસઅલો.** તમે એક માણસને પોતાની ઝકાત દેવા વાસ્તે બે રૂપીયા દીધા ત્યારે તેને અખત્યાર છે કે પોતે કોઈ ગરીબને દીએ અથવા કોઈ બીજાને સોંપે કે તમે આ રૂપીયા ઝકાતમાં દઈ દેશો. અને નામ બતલાવવાની જરૂર નથી કે ફલાણીના તરફથી એ ઝકાત દેશો. અને તે માણસ તે રૂપીયાને જો પોતાના કોઈ સગાવ્હાલાને કે માબાપને ગરીબ સમજીને દેશે તોપણ જાયઝ છે. પણ જો તે પોતે ગરીબ હશે તો પોતાને લઈ લેવું દુરસ્ત નથી. પણ જો તમે એમ કહી દીધું હોય કે તમને જોઇએ તેમ એને વાપરશો. અને જેને જોઇએ તેને આપશો તો પોતાને લેવું પણ દુરૂસ્ત છે. ( દુ. મુ. શામી. જી. ૨ )

## પાકની ઝકાતનું બયાન

**૪૫ મસઅલો.** કોઇ શેહેર કાફેરોના કબજામાં હતું અને તેજ લોકો ત્યાં વસ્તા હતાં, ફરી મુસલમાનોએ તે શેહેર ઉપર ચઢાઈ કીધી, અને લડાઈ કરીને તે શેહેર તેઓથી છીનવી લીધું, અને ત્યાં ઇસ્લામી દીનનો ફેલાવો કીધો, અને મુસલમાન પાદશાહે કાફેરોથી લઈને શેહેરની તમામ જમીન તેજ મુસલમાનોને વ્હેંચી આપી તો એવી જમીનને શરીઅતમાં ઉશરી કહે છે. અને તે શેહેરના તમામ લોકો જો પોતાની ખુશીથી મુસલમાન થઈ ગયા. લડવાની જરૂર પડી નહિ ત્યારે પણ તે શેહેરની તમામ જમીન ઉશરી કહેવાશે. અને અરબસ્તાનની તમામ જમીન પણ ઉશરી છે. ( દુ. મુ. જી. ૩ )

**૪૬ મસઅલો.** જો કોઇના બાપદાદાઓના વખતથી એજ ઉશરી જમીન બરાબર ચાલતી આવે છે, અથવા કોઈ એવા મુસલમાન પાસેથી ખરીદ કીધી જેની પાસે એવીજ રીતે ચાલી આવે છે. તો એવીજ જમીનમાં જે કંઈ પેદા થાય તેમાં પણ ઝકાત વાજેબ છે. અને તેની રીત એવી રીતે છે કે જો ખેતરને પાણી પીવડાવવું નહિ પડતું હોય ફક્ત વરસાદના પાણીથી પાક થઈ ગયો અથવા નદી કે નાળું કે દરયાને કિનારે બિનાશમાં કોઈ ચીજ રોપી, અને તે જો વગર પાણી દીએ પેદા થઈ ગઈ તો એવા ખેતરમાં જેટલું પાક્યું છે તેનો દસમો ભાગ ખેરાત કરી દેવો વાજેબ છે. એટલે દસ મણમાંથી એક મણ અને દસ શેરમાં એક શેર. અને જો ખેતરને કોસ અથવા કોઈ બીજી રીતે પાણી પાઈને પકવેલું છે તો પાકનો વીસમો ભાગ ખેરાત કરે. એટલે વીસ મણમાં એક મણ અને વીશશેરમાં એક શેર. અને એજ હુકમ બાગ બગીચા વિગેરેનો પણ છે. એવી જમીનમાં ગમે તેટલી થોડી ચીજ પાકે તોપણ એ સદકો ખેરાત કરવો વાજેબ છે. ઓછા વધારામાં કંઈ ફરક નથી. ( દુ. મુ. જી. ૨ )

**૪૭ મસઅલો.** અનાજ, શાક, તરકારી, મેવો, ફળફળાદી, ફુલ વિગેરે જે કંઈ પેદા થાય સૌનો એજ હુકમ છે. ( દુ. મુ. જી. ૨ )

**૪૮ મસઅલો.** ઉશરી જમીન અથવા પહાડ કે જંગલથી જો મધ કાઢવામાં આવ્યું તો તેમાં પણ એ સદકો વાજેબ છે. ( દુ. મુ. જી. ૨ )

**૪૯ મસઅલો.** કોઈએ પોતાના ઘરમાં કોઈ ઝાડ રોપ્યું અથવા કોઈ ભાજીપાલો અથવા કોઈ બીજી વસ્તુ રોપી અને તેમાં ફુલ લાગ્યું તો તેમાં એ સદકો વાજેબ નથી. (શામી. જી. ૨)

**૫૦ મસઅલો.** જો ઉશરી ઝમીનને કોઈ કાફેર ખરીદી લીએ તો તે ઉશરી રહેતી નથી. ફરી જો તે કાફેર પાસેથી કોઈ મુસલમાન ખરીદે અથવા કોઈ બીજી રીતે તે મુસલમાનને મળી જાય. ત્યારે પણ તે ઉશરી નહિ રહેશે. (શામી. જી. ૨)

**૫૧ મસઅલો.** એ વાત કે એ દસમો કે વીસમો ભાગ દેવો કોને માથે છે, જમીનના માલીકને માથે છે કે જે પકવે તેને માથે છે, એ મસઅલામાં દીનના આલેમોમાં ઘણોજ મોટો માંહો માંહે મતફેર છે. પણ અમે સેહેલાઈને વાસ્તે એજ બતલાવ્યા કરીએ છીએ કે પકવનારને માથે

છે. તેથી કરીને જો ખેતર ગણોતે દીધેલું હોય પછી તે ગણોત ગમેતો અનાજના બદલામાં હોય અથવા રૂપીયાના બદલામાં પણ ખેડનારનેજ માથે મઝકુર ઝકાતછે. અને જો ખેતર ભાગમાં હોય તો માલેક અને ખેડુત બંને પોતપોતાના હિસ્સામાંથી ભાગ પડતી ઝકાત દીએ. (દુ. મુ. જી. ૨)

## જે લોકોને ઝકાત દેવી દુરસ્ત છે તેઓનું બ્યાન.

**પ૨ મસઅલો.** જેની પાસે સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનું અથવા એટલીજ કીંમતનો વેપારનો માલ હોય તેને શરએ શરીફમાં માલદાર કહે છે. એવા માણસને ઝકાતનો પૈસો દેવો દુરસ્ત નથી અને તેને ઝકાતનો પૈસો લેવો અને ખાવો પણ હલાલ નથી. એવીજ રીતે જેની પાસે એટલીજ કીંમતનો કોઈ માલ હોય જે વેપારનો તો નથી પણ તેની જરૂર કરતાં વધારે છે, તેપણ માલદાર છે. એવા માણસને પણ ઝકાત દેવી જાયઝ નથી. અગરજે એવા માલદારને પોતે પણ ઝકાત દેવી વાજેબ નથી. (દુ. મું. જી. ૨)

**પ૩ મસઅલો.** અને જેની પાસે એટલો માલ નથી પણ થોડો માલ છે. અથવા બિલકુલ નથી એટલે એક દહાડો પોતાનું ગુજરાન કરી શકે એટલો પણ નથી, તેને ગરીબ કહે છે. એવા માણસને ઝકાતનો પૈસો દેવો દુરસ્ત છે, અને એવા લોકોને લેવું પણ દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**પ૪ મસઅલો.** મોટી મોટી રાંધવાની દેગો અને મોટા પાથરવાના ગાલીચા, શેતરંજી વિગેરે કે જેઓની વરસોમાં એકાદ વખત કોઈ લગ્ન વિગેરેમાં જરૂર પડતી હોય, અને રોજ તે વપરાતા ન હોય તે જરૂરી સામાનમાં ગણાશે નહિ. (શામી. જી. ૨)

**પ૫ મસઅલો.** રહેવાનું ઘર, પહેરવાનાં કપડાં, અને કામકાજ વાસ્તે નોકર, ચાકર અને ઘરનાં રાચ રચીલાં, વાસણ વિગેરે જે ઘણું કરીને વાપરવામાં આવતા હોય એ સૌ જરૂરના સામાનમાં ગણાય છે, મજકુર ચીજો હોવાથી તેણી માલદાર ગણાશે નહિ. પછી તે ચીજો ગમે તેટલી કીંમતની કેમ ન હોય. તેથી કરીને તેણીને ઝકાતનો પૈસો દેવો જાયઝ છે. એવીજ રીતે વિદ્વાન (આલેમ) માણસ પાસે તેના ઇલિમને લાયકની અને તેના કામની કીતાબો પછી ગમે તેટલાની કેમ ન હોય જરૂરની વસ્તુઓમાં દાખલ છે. (શામી જી. ૨)

**પ૬ મસઅલો.** કોઈની પાસે પાંચ દશ ઘરો છે. જેને તેણી ભાડે આપે છે. અને તેની આમદનીથી પોતાનું ગુજરાન કરે છે. અથવા એકાદ ગામ છે. કે જેની આમદની આવે છે, પણ બાલબચ્ચાં અને ઘરના માણસોનો એટલો ખરચો છે કે સારી રીતે ગુજારો થઈ શકતો નથી, પણ ખરચની અડચણ પડે છે. અને તેણીની પાસે એવો કોઈ માલ પણ નથી, જેમાં ઝકાત વાજેબ થાય તો એવા માણસને પણ ઝકાત દેવી દુરસ્ત છે. (શામી. જી. ૨)

**પ૭ મસઅલો.** કોઈની પાસે હજાર રૂપીયા રોકડા છે. પણ તે પૂરા હજાર રૂપીયાનો કે એનાથી વધારેનો કરજદાર છે. તો તેવાને પણ ઝકાતનો પૈસો દેવો જાયઝ છે. અને જો કરજો હઝાર રૂપીઆથી ઓછો હોય તો જુઓ કે કરજ પતાવી દેતાં કેટલા રૂપીઆ બાકી રહે છે. જો એટલા બચી રહે કે જેટલામાં ઝકાત લાગુ પડે છે, તો તેને ઝકાતના પૈસા દેવા દુરસ્ત નથી. અને જો એના કરતાં ઓછા બાકી રહે તો દેવું દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**પ૮ મસઅલો.** એક માણસ પોતાના ઘર આગળ તો ઘણો માલદાર છે પણ સફરમાં કંઈ એવો વખત આવી પડયો કે તેની પાસે કંઈ ખરચ વાસ્તે રહ્યું નહિ બધો માલ ચોરી થઈ ગયો અથવા બીજા કોઈ કારણથી તેની પાસે હવે ઘર પહોંચવા જેટલો ખરચ નથી. એવા માણસને પણ ઝકાતનો પૈસો દેવા જાયઝ છે. એવીજ રીતે જો હજજ પડનારની પાસે રસ્તામાં ખરચો ખુટી ગયો, અને તેના ઘરમાં ઘણી દોલત છે, તેને પણ ઝકાત દેવી દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૫૯ મસઅલો.** ઝકાતનો પૈસો કોઈ કાફેરને દેવો જાયઝ નથી. મુસલમાનોનેજ દીએ, અને ઝકાત, ઉશર અને ફિત્રનો સદકો, અને મન્નત, અને કફફારા સિવાય બીજી ખેરાત કાફેરને પણ દેવી દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૬૦ મસઅલો.** ઝકાતના પઇસાથી મસીદ બંધાવવી, કે કોઇ વગર વાલી વારેસના મુડદાનું* કફન દફન કરવું, મુડદાના તરફથી તેનું કરજ ભરી દેવું, અથવા કોઈ બીજા સારા કામમાં ખરચવું દુરસ્ત નથી. જ્યાં સુધી તે ( ઝકાત ) ના હકદારને નહિ દેવામાં આવે ઝકાત અદા થશે નહિ. ( દુ. મુ. જી. ૨ )

**૬૧ મસઅલો.** પોતાની ઝકાતનો પૈસો પોતાના માબાપ, દાદા, દાદી, નાના, નાની, પરદાદો વિગેરે જેઓથી કે તેણી જનમી હોય તેઓને દેવું દુરસ્ત નથી. તેમજ પોતાની ઓલાદ અને છોકરાના છોકરા કે તેના છોકરા કે નવાસા વિગેરે જેઓ કે એની ઓલાદમાં ગણાતા હોય તેઓને પણ દેવું દુરસ્ત નથી. તેમજ ધણી પોતાની ઓરતને અને ધણીઆણી પોતાના મરદને ઝકાત દઈ શકતાં નથી. ( હિદાયા જી. ૧ )

**૬૨ મસઅલો.** મઝકુર સગાંઓ શિવાય બીજા સૌ સગાઓને ઝકાત દેવી દુરસ્ત છે. જેવા કે ભાઈ, બેન, ભત્રીજા, ભાણેજ, કાકો, ફોઈ, માશી, મામો, સાવકીમા, સાવકો બાપ, સાવકો દાદો, સાસુ, સસરો વિગેરે, સૌને દેવું દુરસ્ત છે. (શામી. જી. ૨)

**૬૩ મસઅલો.** નાબાલેગ છોકરાનો બાપ પૈસાવાળો હોય તો તેને ઝકાત દેવી દુરસ્ત નથી અને જો છોકરા છોકરી બાલેગ થઈ ગયા અને તેઓ પોતે તો માલદાર નથી પણ તેઓનો બાપ પૈસાવાળો છે, તો તેઓને જો ઝકાત દેશે તો જાયઝ છે. (દુ. મુ. જી. ૨)

**૬૪ મસઅલો.** જો નાનાં બચ્ચાંઓનો બાપતો પૈસાદાર નથી પણ તેની મા પૈસાવાળી છે તો તે બચ્ચાને ઝકાત દેવી જાયઝ છે. (દુ. મુ. જી. ૨)

**૬૫ મસઅલો.** સૈયદોને[1] અને અલવીયોને તેમજ જેઓ હઝરત અબ્બાસની અથવા હઝરત જાફરની અથવા હઝરત અકીલની અથવા હઝરત હારેસ બિન અબદુલ મુત્તલેબ (રદીયલ્લાહોઅન હુમ)ની ઓલાદમાં હોય તેઓને ઝકાતનો પૈસો દેવો દુરસ્ત નથી. તેમજ જે શદકો સરીઅતમાં વાજેબ હોય તેઓને તે સદકો કોઈ દીએતો દુરસ્ત નથી. જેમકે નઝર, કફફારો, ઉશર, ફિત્રનો સદકો. એ શિવાય બીજા કોઈ પણ સદકા, ખેરાતનું દેવું તેઓને દુરસ્ત છે. (હિદાયા. જી. ૧)

**૬૬ મસઅલો.** ઘરના નોકરો, દરબારો દાઈ, મામા વિગેરેને પણ ઝકાતનો પૈસો દેવો દુરસ્ત છે. પણ તે ઝકાતનો પૈસો દઈને તેઓના પગારમાં તેને ગણે નહિ. પણ પગાર ઉપરાંત તેઓને બક્ષીસ તરીકે દીએ. અને દિલમાં ઝકાત દેવાની નેયત કરે તો દુરસ્ત છે. (દુ. મુ. શામી. જી. ૨)

**૬૭ મસઅલો.** જે બચ્ચાને તમે નાનપણમાં ધવાડ્યું હોય તેને અને જે સ્ત્રીએ નાનપણમાં તમને ધવાડ્યા હોય તે સ્ત્રીને પણ ઝકાતનો પૈસો દેવો દુરસ્ત છે. (શામી. જી. ૨)

**૬૮ મસઅલો.** એક ઓરતની મેહેર હઝાર રૂપીયા છે. પણ તેનો ધણી બહુજ ગરીબ છે

*મુરદાનું લા વારેસ હોવું કંઈ જરૂરી નથી. જો વારેસવાલુ હોય તો પણ તેના કફન, દફન કરવાથી ઝકાત અદા થશે નહીં હા; જો ઝકાતની નીયતથી રૂપીઆ તેના ગરીબ વારસોને આપવામાં આવે, અને તેઓ તે રૂપીઆને પોતાના તરફથી કફન દફનમાં ખરચી નાખે તો જાએઝ છે. અત્રે લા વારેસ એટલા માટે લખવામાં આવ્યું કે ઘણે ભાગે લોકો લા વારેસોનીજ મદદ કરે છે.

૧ "સૈયિદો" એટલે હઝરત ફાતેમા (રદી.) ની ઓલાદ "અલવીયો" એટલે હ. અલી ( રદી )ની ઓલાદ જે ફાતમા (રદી.) થી ન હોય. અને આપના કાકા હઝર અબ્બાસની ઓલાદ અને હઝરત જાફર તથા હઝરત અકીલ જેઓ આપના કાકાભાઇ થતા હતા તેમની ઓલાદ અને હઝરત હારિસ બીન મુત્તલેબ જેઓ આપના કાકા થતા હતા તેમની ઓલાદને પણ ઝકાતના પૈસાઆપવું દરૂરત નથી.

કે દઈ શકતો નથી તો એવી ઓરતને પણ ઝકાતના પૈસા દેવા દુરસ્ત છે અને જો તેનો ધણી અમીર છે પણ મેહેર દેતો નથી; અથવા તેણીએ પોતાની મેહેર માફ કરી દીધી; ત્યારે પણ ઝકાતનો પઈસો તે સ્ત્રીને દેવો દુરૂસ્ત છે. અને જો એવી આશા હોય કે જ્યારે હું માંગીશ ત્યાર તે (ધણી) દઈ દેશે, કંઈ ઢીલ કરશે નહિ તો એવી ઓરતને ઝકાતનો પૈસો દેવો દુરસ્ત નથી (દુ. મુ. જી. ૨)

**૬૯ મસઅલો.** એક માણસને હકદાર સમજીને ઝકાત દીધી. પછી જણાયું કે પૈસા વાળો છે, અથવા સૈયદ છે, અથવા અંધારી રાતમાં કોઈને દીધા પછી માલમ પડયું કે તે તો મારી મા હતી, અથવા મારી દીકરી હતી, અથવા કોઈ એવું સગું હતું કે જેને ઝકાત દેવી જાયઝ નથી; તો એ સૌ હાલતમાં ઝકાત અદા થઈ ગઈ. બીજી વખતે ફરીથી દેવી વાજેબ નથી. પણ લેનારને જો માલમ પડી જાય કે એ ઝકાતનો પૈસો છે અને હું ઝકાત લઈ શકતો નથી. ત્યારે તે નહિ લીએ અને પૈસા પાછા દઈ દીએ. અને જો દીધા પછી માલમ પડી આવે કે જેને દીધું તે કાફેર છે. તો ઝકાત અદા થઈ નહિ ફરીથી દીએ. (હિદાયા. જી. ૧ લી)

**૭૦ મસઅલો.** જો કોઈના ઉપર શક હોય કે તે પૈસાવાળો છે, કે ગરજુ છે તો જ્યાં સુધી ચોકસ માલમ નહિ પડે તેને ઝકાત દીએ નહિ. જો ચોક્સ રીતે તપાસ કર્યા વગર દઈ દીધી તો વિચાર કરે કે મનનું વલણ કઈ તરફ વધારે છે. જો દિલ એવી ગવાહી દીએ કે તે ફકીર છે. તો ઝકાત અદા થઈ ગઈ; જો મનમાં એવી લાગણી થાય કે તે માલદાર છે તો ઝકાત અદા થઈ નહિ, ફરી દીએ. પણ જો દીધા પછી એમ માલમ પડે કે તે ખરેખાત ગરીબજ છે. તો ફરીથી નહિ દીએ; ઝકાત અદા થઈ ગઈ. (હિદાયા. જી. ૧ લી)

**૭૧ મસઅલો.** ઝકાત દેવામાં અને ઝકાત સિવાય બીજા સદકા કે ખેરાતમાં સૌથી વધારે પોતાના સગાવ્હાલાઓનું ધ્યાન રાખે કે પહેલાં તેઓનેજ દીએ. પણ તેઓને એમ નહીં જણાવો કે એ સદકો, ખેરાતની ચીજ છે, જેથી તેઓને ખોટું લાગે નહિ. હદીસ શરીફમાં આવેલું છે કે સગાવ્હાલાઓને ખેરાત દેવાથી બમણો સવાબ મળે છે. એક તો ખેરાત કરવાનો અને બીજો પોતાના સગાવ્હાલાઓના ઉપર આભાર કરવાનો. ફરી તેઓને દીધા પછી જે કંઈ વધે તે બીજાઓને દીએ. (દુ. મુ. શામી. જી. ૨)

**૭૨ મસઅલો.** એક શેહેરની જકાત બીજા શેહેરમાં મોકલવી મકરૂહ છે. પણ જો બીજા શહેરમાં તે ઝકાત મોકલનારના સગા રહેતા હોય અને તેઓપર મોકલી; અથવા એ શેહેર કરતાં તે શેહેરના લોકો વધારે મોહતાજ છે; અથવા તે લોકો દીનના કામમાં લાગેલા છે, તેઓને (ઝકાતનો માલ) મોકલાવી દીધો તો મકરૂહ નથી. કેમકે તાલેબુલ ઇલ્મો (મદરસાઓમાં દીની ઇલિમ પઢનારાઓ) અને દીનપર ચુસ્ત ચાલનારા આલેમોને દેવું મોટો સવાબ છે. (દુ. મુ. જી. ૨)

## ફિત્રના સદકાનું બયાન.

**૧ મસઅલો.** જે મુસલમાન એવો માલદાર હોય કે તેનાપર ઝકાત વાજેબ હોય અથવા તેનાપર ઝકાત વાજેબ તો નથી પણ, જરૂરની ચીજો કરતાં તેની પાસે એટલી કીંમતનો સામાન અને માલ છે કે જેના ઉપર ઝકાત વાજેબ થાય છે; તો તેના ઉપર ઇદને દિવસે સદકો દેવો વાજેબ છે. પછી ગમે તો તે વપારના માલ હોય કે વેપારનો ન હોય. અને ગમે તો તેના ઉપર એક વરસ ગુજરી ગયો હોય અથવા નહિ વિત્યો હોય અને એવા સદકાને શરીઅતમાં ફિત્રનો સદકો કહે છે. (હિદાયા જી. ૧ લી)

**૨ મસઅલો.** કોઈની પાસે રેહવાનું બહુ મોટું ઘર છે. કે જો વેચવામાં આવે તો હઝાર પાનસોને વેચાય. અને પેહેરવાના બહુજ કીંમતી લુગડાં છે પણ તેમાં ગોટા કિનારી કંઇ મળે નહિ અને નોકરી બજાવવાને બે ચાર નોકરો છે. ઘરમાં પાનસો હઝાર રૂપીયાનો જરૂરી સામાન પણ

છે, પણ ઘરેણા નથી. અને તે સૌ, કામમાં વપરાય છે. અથવા કેટલોક સામાન પણ છે જે જરૂરી સામાન કરતાં વધારે છે. અને કેટલીક ગોટા કિનારી અને ઘરેણાં પણ છે. પણ તે એટલાં નથી કે જેટલાંનાં ઉપર ઝકાત વાજેબ થાય છે; તો એવા માણસ પર ફિત્રનો સદકો વાજેબ નથી. (હિદાયા જી. ૧)

**૩ મસઅલો.** કોઇના બે ઘર છે. એકમાં પોતે રહે છે અને બીજું ખાલી પડેલું છે, અથવા ભાડે દીધેલું છે. ત્યારે આ બીજું ઘર જરૂર કરતાં વધારે છે. ત્યારે જો તેની કીંમત એટલી થાય છે કે જે રકમ પર ઝકાત વાજેબ થાય છે તો તેણીના ઉપર ફિત્રનો સદકો વાજેબ છે. અને એવી ઓરત (કે મરદ) ને કોઈ ઝકાત દીએ તો જાયઝ નથી. જો તેજ ઘર (નીઆમદની) થી તેણી પેટ ભરતી હોય તો એ મકાન પણ જરૂરી સામાનમાં ગણાશે અને તેણી ઉપર ફિત્રનો સદકો વાજેબ થશે નહિ. અને એવી ઓરત (કે મરદ) ને ઝકાતનો પૈસો લેવો અને કોઈને તેઓને દેવો દુરસ્ત થશે. મતલબ એ થયો કે જેને ઝકાત સદકાનો પૈસો લેવો દુરસ્ત છે, તેણીના ઉપર ફિત્રનો સદકો વાજેબ નથી. અને જેને સદકાનો અને ઝકાતનો પૈસો લેવો દુરસ્ત નથી તેણીના ઉપર ફિત્રનો સદકો વાજેબ છે. (દુ. મુ. જી. ૨)

**૪ મસઅલો.** કોઇની પાસે જરૂર કરતાં વધારે સામાન છે પણ તેણી કરજદાર પણ છે. તો કરજો બાદ કરીને જુઓ કે શું બાકી રહે છે. જો એટલી કીંમતનો સામાન બાકી રહે કે જેટલાની ઉપર ઝકાત વાજેબ થાય છે. તો ફિત્રનો સદકો વાજેબ છે. અને જો એ કરતાં કમી બાકી રહે તો વાજેબ નથી, (હિદાયા જી. ૧ લી)

**૫ મસઅલો.** (રમઝાનની) ઇદને દહાડે જ્યારે સવાર પડી કે તેજ વખતે ફિત્રનો સદકો વાજેબ થાય છે. ત્યારે જો કોઈ સવાર પડે તે પેહલાં ગુજરી ગયું તો તેના પર ફિત્રનો સદકો વાજેબ નથી. તેના માલમાંથી દેવાય નહિ. (દુ. મુ. જી. ૨)

**૬ મસઅલો.** વધારે સારૂં એ છે કે જે વખતે મરદો નમાઝને વાસ્તે ઇદગાહ જતા હોય તે પેહલાંજ સદકો દઈ દીએ. જો તે પેહલાં નહિ દીધું તો કંઈ હરકત નથી પછી દીએ. (દુ. મુ. જી. ૨)

**૭ મસઅલો.** કોઈએ ફિત્રનો સદકો ઇદ થાય તે પેહલાં રમઝાનમાં દઈ દીધો, ત્યારે પણ અદા થઈ ગયો હવે ફરીથી દેવો વાજેબ નથી. (દુ. મુ. જી. ૨)

**૮ મસઅલો.** જો કોઈએ ઇદને દહાડે ફિત્રનો સદકો દીધો નહિ તો માફ થયો નથી. હવે પછી કોઈ પણ દહાડે દઈ દેવો જોઈએ. (હિદાયા જી. ૧)

**૯ મસઅલો.** ફિત્રનો સદકો ફક્ત પોતાના તરફથીજ દેવો વાજેબ છે. બીજા કોઇના + તરફથી દેવો વાજેબ નથી. બચ્ચાંઓની તરફથી તેમજ, મા બાપ તરફથી ધણી તરફથી, અથવા કોઈ બીજા તરફથી, કોઇના તરફથી પણ દેવો વાજેબ નથી. (હિદાયા જી. ૧ લી)

**૧૦ મસઅલો.** જો નાની ઉમ્રના બચ્ચા પાસે એટલો માલ હોય કે જેટલો માલ હોવાથી ફિત્રનો સદકો વાજેબ થાય છે, જેમ કે તેનું કોઈ સગું મરી ગયું તેના માલમાંથી તે બચ્ચાને વારસો મળ્યો. અથવા કોઈ બીજી તરેહથી માલ મળ્યો તો તે બચ્ચાના માલમાંથી ફિત્રનો સદકો દીએ. પણ જો તે બચ્ચું ઇદને દહાડે સવાર થયા પછી જનમ્યું હોય તો તેના તરફથી ફિત્રનો સદકો દેવા વાજેબ નથી. (હિદાયા જી. ૧ દુ. મુ. જી. ૨)

**૧૧ મસઅલો.** કોઈએ કોઈ ઉજરને લીધે રમઝાનના રોઝા નહિ રાખ્યા તેના ઉપર પણ સદકો વાજેબ છે. અને જેણે રોઝા રાખ્યા તેના પર પણ વાજેબ છે. બંનેમાં કંઈ ફરક નથી. (દુ. મુ. જી. ૨)

+ એ હુકમ ઓરતો વાસ્તે છે. અને મરદપર તો નાબાલેગ ઓલાદ તરફથી પણ દેવો વાજેબ છે. પણ જો તે ઓલાદ માલદાર હોય તો બાપને માથે વાજેબ નથી, પરંતુ તેઓના માલમાંથી દીએ અને બાલેગ ઓલાદ તરફથી દેવો વાજેબ નથી પણ જો કોઈ છોકરો (કે છોકરી) ગાંડો હોય તો તેના તરફથી પણ દીએ.

**૧૨ મસઅલો.** ઘઉંનો લોટ, ઘઉં અથવા ઘઉંનો સત્તુ (ઘઉંને ભુંજીને ઘંટીમાં દળે છે તેને સત્તુ કહે છે) ફિત્રના સદકામાં દીએ તો એંસી રૂપીઆ ભારના શેરને હિસાબે એટલે અંગ્રેજી તોલથી પોણાબશેર નવટાંક પણ બચાવવી રૂએ પુરા બસેર (એટલે આપણે ત્યાં ગુજરાતના આરશેર) અથવા કંઈ વધારે દઈ દેવા જોઈએ કેમકે વધારે હોવાથી કંઈ હરકત નથી સારૂં છે. અને જો જવકે જવનો લોટ (આટો) દીએ તો એના કરતાં ( એટલે ઘઉં કરતાં ) બમણા દેવા જોઈએ. (દુ. મુ. જી. ૨)

**૧૩ મસઅલો.** જો ઘઉં અને જવ સિવાય કંઈ બીજુ અનાજ જેમકે ચણા કે જુવાર દીએ તો એટલી દીએ કે તેની કીંમત તેટલા ઘઉં અથવા તેટલા જવની બરાબર થઈ જાય જેટલા કે ઉપર બયાન થયા. (દુ. મુ. જી. ૨)

**૧૪ મસઅલો.** જો ઘઉં જવ નહિ દીધા પણ તેટલા ઘઉં અને જવની કીંમત દીધી તો એ સૌ કરતાં વધારે સારૂં છે. (દુ. મુ. જી. ૨

**૧૫ મસઅલો.** એક માણસનો ફિત્રનો સદકો એકજ ફકીરને દીએ અથવા થોડો થોડો કરીને કેટલાક ગરીબોને વેહેંચે બન્ને રીતે દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૧૬ મસઅલો.** જો કેટલાક માણસોનો ફિત્રનો સદકો એકજ ફકીરને દઈ દીધો એ પણ * દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૧૭ મસઅલો.** ફિત્રનો સદકો તે લોકોનેજ દેવો જાયઝ છે કે જેઓને ઝકાત લેવાનો હક છે, (દુ. મુ. જી. ૨)

## કુરબાનીનું બયાન.

કુરબાની કરવાનો બહુજ મોટો સવાબ છે. રસુલુલ્લાહે ( સલ ) ફરમાવ્યું છે કે કુરબાનીના દહાડામાં કુરબાનીથી વધારે કોઈ ચીજ અલ્લાહ તઆલાને પસંદ નથી. તે દહાડાઓમાં એ કામ તમામ નેકીઓથી વધારે સારૂં છે. ÷ અને કુરબાની કરતી વખત એટલે ઝુબેહ કરતી વખતે લોહીનું ટીપું જમીનપર પોંહચે તે પહેલાંજ અલ્લાહ તઆલાની આગળ મકબુલ (પસંદ) થઈ જાય છે. ત્યારે ખુબ ખુશીની સાથે અને દિલ ખોલીને કુરબાની કર્યા કરો. અને હઝરતે (સલ) ફરમાવ્યું છે કે "કુરબાનીના બદનપર જેટલા વાળ હોય છે તે દરેક વાળના બદલામાં એક એક નેકી લખાય છે." સુબહાનલ્લાહ ! જરા વિચારો તો કે એના કરતાં વધારે કયો સવાબ હશે કે એક કુરબાની કરવાથી હજારો અને લાખો નેકીયો મળી જાય છે? ઘેટાના બદન પર જેટલા વાળ હોય છે જો કોઈ સવારથી સાંજ સુધી ગણે તો પણ ગણી રહે નાહ. ત્યારે વિચાર કરશો કે કેટલી નેકીઓ થઈ?

દીનદારીની મોટી વાત તો એ છે કે જે. કોઈના ઉપર કુરબાની કરવી વાજેબ નહિ હોય તો પણ એટલા અપાર અને અનહદ સવાબની લાલચે કુરબાની કરી દેવી જોઈએ. કેમકે જ્યારે એ દહાડા ચાલ્યા જશે ત્યારે આવી મોટી નેઅમત કયાં હાસેલ થશે? અને એવી સેહલાઈથી એટલી બધી નેકીઓ કેવી રીતે મેળવી શકશે? અને જો ખોદાએ પાકે માલદાર અને અમીર બનાવી હોય તો લાયક એ છે કે જ્યારે પોતાના તરફથી કુરબાની કરે ત્યારે જે સગા વ્હાલા મરી ગયાં હોય જેવાકે મા બાપ વિગેરેઃ તેઓના તરફથી પણ કુરબાની કરી દીએ કે જેથી તઓની રૂહન એટલો મોટો સવાબ પહોંચે.

હઝરત ( સલ ) અને આપ ( સલ ) ની બીબીયો. (રદી), પોતાના પીર વિગેરેના તરફથી કુરબાની કરે. અને નહિ તો ઓછામાં ઓછું એટલું તો જરૂર કરે કે પાતાના તરફથી કુર્બાની કરે કેમકે માલદારપર વાજેબ છે. જેની પાસે દોલત વિગેરે સઉ કંઈ હોય અને કુર્બાની કરવી

* પરંતુ તે એટલા જણના ન હોય કે જે સર્વેના મળી ઝકાતના નિસાબને કે ફિત્રના સકાના નિસાબને પહોંચી જાય. જેથી કરી આટલું બધું એકજ માણસને આપવું મકરૂહ છે.

÷ એટલે ફરજ કામો સિવાય બીજા સર્વે નેક કામોથી ઉત્તમ છે.

તેના ઉપર વાજેબ છે, છતાં તેણીએ કુર્બાની નહિ કીધી તેના કરતાં વધારે કમનસીબ અને (સવાબથી દુર રહેનાર) બીજું કોણ હશે? અને ગુનો રહી ગયો તે તો જુદો.

જયારે કુરબાનીના જનાવરને કિબલા તરફ સુવાડે ત્યારે પહેલાં એ દોઆ પઢે. "**ઇન્ની વજ્જહતો વજહેયા લિલ્લઝી ફતર સ્સમાવાતે વલ અરદા હનીફંવ વમા અના મિનલ મુશરેકીન. ઇન્ના સ્લાતી, વ નોસેકી, વ મહયાયા વ મમાતી લિલ્લાહે રબ્બીલ આલમીન, લાશરીક લહુ વ બે ઝાલેકા ઉમિન્તો વ અના મિનલ મુસલેમીન. અલ્લાહુમ મિનકા વ લક.**

ફરી **બિસમિલ્લાહે અલ્લાહો અકબર** કહીને ઝુબેહ કરે. અને ઝુબેહ કીધા પછી એ દોઆ પઢે. **અલ્લાહુમ્મા તકબ્બલહો મિન્ની÷ કમા તકબ્બલતા મિન હબીબેકા સૈયદેના મોહમ્મદીંવ વ ખલીલેકા ઇબરાહીમ અલૈહેમસ સલાતો વસ્સલામ.**

**૧ મસઅલો.** જેનાપરં ફિત્રનો સદકો વાજેબ છે તેનાપર બકરઈદના દહાડાઓમાં કુરબાની કરવી પણ વાજેબ છે. અને જો તેટલો માલ નહિ હોય કે જેટલો હોવાથી ફિત્રનો સદકો વાજેબ થાય છે તો તેનાપર કુરબાની પણ વાજેબ નથી. તે છતાં જો કુર્બાની દીએ તો ઘણોજ સવાબ મેળવશે. (હિદાયા જી. ૨)

**૨ મસઅલો.** મુસાફરપર કુરબાની વાજેબ નથી (હિદાયા જી. ૨)

**૩ મસઅલો.** બકરઈદની દસમી તારીખથી લઈને બારમી તારીખે સુરજ ડુબે ત્યાં સુધી કુરબાની કરવાનો વખત છે. પછી ગમે તે દિવસે કુરબાની કરે. પણ કુરબાની કરવાનો સૌથી વધારે સારો દહાડો બકરઈદનો દિવસ છે પછી અગ્યારમી તારીખ અને પછી બારમી તારીખ (હિદાયા જી. ૨)

**૪ મસઅલો.** બકરીદની નમાઝ થાય તે પેહલાં કુરબાની કરવી દુરસ્ત નથી. જયારે લોકો નમાઝ પઢી રહે ત્યારે કુરબાની કરે. પણ જો કોઈ ઓરત (કે મરદ) કોઈ ગામડાંમાં રેહતી હોય તો ત્યાં સવારની નમાઝ થઈ રહી કે કુરબાની કરવી દુરસ્ત છે. શેહેર અને કસ્બાના રેહનારા (ઈદની) નમાઝ પછી કુરબાની કરે (હિદાયા જી. ૨)

**૫ મસઅલો.** જો શેહેરની રેહનાર કોઈ ઓરત (કે મરદ) પોતાની કુરબાનીનું જનાવર કોઈ ગામમાં મોકલી દીએ. તો તેની કુરબાની ઇદની નમાઝની પેહલાં પણ દુરસ્ત છે. અગરજો તે પોતે શેહેરમાંજ હાજર રહે પણ જયારે કુર્બાની ગામડામાં મોકલાવી દીધી ત્યારે નમાઝથી પેહલાં કુરબાની કરવી દુરસ્ત થઈ ગઈ. ઝુબેહ થઈ જાય તે પછી તેને મંગાવી લે અને તેનું માંસ ખાએ. (હિદાયા જી. ૨)

**૬ મસઅલો.** બારમી તારીખ સુરજ ડુબે તે પેહલાં કુરબાની કરવી દુરસ્ત છે. જયારે સુરજ ડુબી ગયો તે વખતે કુરબાની કરવી દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૭ મસઅલો.** દસમી તારીખથી બારમી તારીખ સુધી જયારે મનમાં આવે ત્યારે કુરબાની કરે. ગમેતો દિવસે અને ગમેતો રાત્રે. પણ રાત્રે ઝુબેહ કરવું ઠીક નથી બુરું છે, કે રખેને કોઈ રગ (નસ) કપાય નહિ અને કુરબાની દુરસ્ત નહિ થાય. (હિદાયા જી. ૨ )

**૮ મસઅલો.** (બકરીદની) દસમી અને અગ્યારમી તારીખે સફરમાં હતી ફરી બારમી તારીખે સુરજ આથમે તે પહેલાં ઘેર પોંહચી ગઈ. અથવા પંદર દહાડા કોઈ ઠેકાણે રેહવાની નૈયત કરી લીધી તો હવે તેણીપર કુરબાની કરવી વાજેબ થઈ ગઈ. તેમજ પેહલાં એટલો માલ નહિ હતો કે જેથી કુરબાની વાજેબ થાય ફરી બારમી તારીખે સુરજ ડુબે તે પેહલાં કોઈ

÷ મિન્ની એ શબ્દ તે વખતે બોલે કે જ્યારે પોતાને માટે ઝુબેહ કરતી હોય પણ જો બીજાને વાસ્તે ઝુબેહ કરતી હોય તો મિન્નીને ઠેકાણે મીન કહીને તેનું નામ લીએ.

ઠેકાણેથી માલ મળી ગયો તો કુરબાની કરવી વાજેબ છે. (શામી. દુ. મુ. જી. ૨)

**૯ મસઅલો.** પોતાની કુરબાનીને પોતાને હાથે ઝુબેહ કરવું બેહતર છે. જો પોતે ઝુબેહ કરવા નહિ જાણતી હોય તો કોઇ બીજાને હાથે ઝુબેહ કરાવી લે. અને ઝુબેહ કરતી વેળાએ ત્યાં જનાવરની પાસે ઉભું રેહવું વધારે સારૂં છે. અને જો કોઈ એવી જગ્યા હોય કે પડદો કરવાના સબબથી લોકો સામે આવી શકતી નથી તો ત્યાં ઉભા નહી રહેવામાં કંઈ હરકત નથી. (હિદાયા જી. ૨)

**૧૦ મસઅલો.** કુરબાની કરતી વખતે ઝબાનથી નૈયત પઢવી અથવા દોઆ પઢવી જરૂરી નથી, જો મનમાં એવું ધ્યાન કીધું કે હું કુરબાની કરૂં છું અને ઝબાનથી કંઈ પઢી નહિ માત્ર **બિસમિલ્લાહે અલ્લાહો અકબર** કહીને ઝુબેહ કરી દીધું તોપણ કુરબાની દુરસ્ત છે. પણ જો યાદ હોય તો તે દોઆ પડવી બેહતર છે જે કે ઉપર બયાન કરવામાં આવી (જુઓ કુરબાનીની ફઝીલતના બયાનમાં.) (શામી. જી. ૫)

**૧૧ મસઅલો.** કુરબાની ફકત પોતાના તરફથીજ દેવી વાજેબ છે, પોતાની ઓલાદ તરફથી વાજેબ નથી. એટલુંજ નહિ પણ જો નાબાલેગ (નાની ઉમ્મરની) ઓલાદ માલદાર હોય તો પણ તેના તરફથી કરવી વાજેબ નથી. નહિ પોતાના માલમાંથી અને નહિ તે (ઓલાદ)ના માલમાંથી. જો કોઈએ તેના તરફથી કુરબાની કરી દીધી તો નફિલ થઈ ગઈ. પણ પોતાનાજ માલમાંથી (એવી નફિલ કુરબાની કરવી હોય તો) કરે. તે નાબાલેગ બચ્ચાના માલમાંથી કદી પણ કરે નહિ. (દુ. મુ. જી. ૫)

**૧૨ મસઅલો.** બકરૂં, ઘેટું, મેંઢું, ગાય, બળદ, ભેંસ, પાડો અને ઉંટ ઉંટડી એટલાજ જનાવરોની કુરબાની દુરસ્ત છે. બીજા કોઈ જનાવરની કુરબાની દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૧૩ મસઅલો.** ગાય, ભેંસ, અને ઉંટમાં શાત માણસો ભાગીયા થઈને કુરબાની કરે તો પણ દુરસ્ત છે. પણ તેમાં શરત એ છે કે કોઈનો હિસ્સો સાતમા ભાગ કરતાં ઓછો નહિ હોય અને સૌની નીયત કુરબાની અથવા અકીકો કરવાની હોય. માત્ર ગોશ ખાવાની નહીં હોય. જો કોઈનો હિસ્સો સાતમા ભાગ કરતાં ઓછો હશે તો કોઈની કુરબાથી દુરસ્ત થશે નહિ જેનો પૂરો ભાગ છે તેની પણ અને જેનો સાતમા ભાગ કરતાં ઓછો છે તેની પણ (દુરસ્ત થશે નહિ) (હિદાયા જી. ૩ શામી જી. ૫)

**૧૪ મસઅલો.** જો ગાયમાં સાત માણસો કરતાં ઓછા લોકો ભાગીયા થયા જેવાકે પાંચ માણસો કે છ માણસો શરીક થયા અને તે સૌ લોકો બરાબરના ભાગીયા છે. ત્યારે પણ સઉની કુરબાની દુરસ્ત છે અને જો આઠ માણસો શરીક થયા તો કોઈની કુરબાની દુરસ્ત થશે નહિ. (હિદાયા જી. ૩)

**૧૫ મસઅલો.** કુરબાનીને વાસ્તે કોઈએ ગાય ખરીદ કીધી અને ખરીદી કરતી વખતે એવી નૈયત કીધી કે જો કોઈ બીજો માણસ મળી જશે તો તેને પણ એ ગાયમાં ભાગ્યો કરી લેશું અને ભાગમાં કુરબાની કરશું તે પછી કેટલાક બીજા લોકો તે ગાયમાં શરીક થઈ ગયા તો એ દુરસ્ત છે અને જો ખરીદ કરતી વખતે તેની નૈયત ભાગીયો કોઈને કરવાની નહોતી, પણ પુરી ગાય પોતાના તરફથી કુરબાની કરવાનો ઇરાદો રાખતી હતી, ત્યારે હવે તેમાં કોઈને ભાગીદાર થવું ઠીક તો નથી, તો પણ જો કોઈને ભાગીયો કરી લીધો ત્યારે જોવું જોઈએ કે જેણે ( પોતાની કુરબાનીમાં બીજાને ) ભાગીયો બનાવ્યો છે તે પૈસાદાર છે કે ગરીબ છે કે જેના પર કુર્બાની વાછેબ નથી. જો પૈસાદાર હોય તો (એવી રીતે ભાગીયા થવું દુરસ્ત છે. અને જો ગરીબ છે તો દુરસ્ત નથી. (હિદાયા જી. ૨ શામી. જી. ૫)

**૧૬ મસઅલો** જો કુરબાનીનું જનાવર કેથે ખોવાઇ ગયું તેથી કરીને બીજું ખરીદ

કીધું, ફરી તે પહેલું (ખોવાયલું) મળી આવ્યું ÷ ત્યારે જો પૈસાદારપર એવો પ્રસંગ આવે તો એકજ જનાવરની કુરબાની તેનાપર વાજેબ છે. અને જો ગરીબ માણસપર એવો વખત આવી બન્યો તો બંને જનાવરોની કુરબાની તેના ઉપર વાજેબ થશે. (હિદાયા જી. ૨)

**૧૭ મસઅલો.** સાત માણસ ગાયમાં ભાગીયા થયા ત્યારે માંસ વહેંચતી વખતે અટકળથી નહિ વ્હેંચી લીએ પણ સારી રીતે તોલીને વ્હેંચી લીએ. નહિ તો કોઈનો ભાગ ઓછો કે વધારે રેહશે તો વ્યાજ થઈ જશે અને ગુનો થશે. પણ જો ગોશની સાથે મુડી પાયા અને ચામડાને મેળવી લીએ તો જે બાજુએ મુંડી પાયા કે ચામડું હશે તે તરફ જો માંસ કમી હશે તો દુરસ્ત છે. પછી ગમે તેટલું માંસ ઓછું કેમ ન હોય. જે તરફ માંસ વધારે હતું તે તરફ મુંડી પાયા જો સામેલ કીધા તો પણ વ્યાજ થઈ ગયો અને ગુનો થયો (દુ. મુ. જી. ૫)

**૧૮ મસઅલો.** બકરૂં એક વરસથી ઓછી ઉમ્મરનું દુરસ્ત નથી. જ્યારે પુરા એક વરસનું હોય ત્યારે કુર્બાની જાયઝ છે. અને ગાય તેમજ ભેંસ બે વરસથી ઓછી ઉમ્મરની દુરસ્ત નથી, પૂરાં બે વરસની હોય તોજ કુર્બાની દુરૂસ્ત છે. અને ઉંટ પાંચ વરસથી ઓછી ઉમ્મરનો નહીં હોવો જોઈએ. અને મેંઢું કે ઘેટું જો એવું મોટું અને જાડું હોય કે (જોવાથી) એક વરસનુ માલમ પડતું હોય. અને એક વરસનાં ઘેટાં અને મેંઢાંઓમાં છોડી દઈએ તો કંઈ ફરક માલમ પડે નહિ, એવી હાલતના છ મહિનાના મેંઢા અને ઘેટાની કુરબાની પણ દુરસ્ત છે. અને જો એવું ન હોય તો એક વરસનું હોવું જોઈએ. (દુ. મુ. જી. ૫)

**૧૯ મસઅલો.** જે જનાવર આંધળું હોય અથવા કાણું હોય કે એક આંખના ત્રીજા ભાગ જેટલી આંખની રોશની અથવા એથી વધારે જતી રહેલી હોય, અથવા એક કાન ત્રીજા ભાગ કે તે કરતાં વધારે કપાઈ ગયો હોય અથવા પુંછડી ત્રીજા ભાગ જેટલી અથવા તેથી વધારે કપાયલી હોય તો તે જનાવરની કુર્બાની દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૨૦ મસઅલો.** જે જનાવર એવું ખોડું હોય કે ફક્ત ત્રણ પગથીજ ચાલતું હોય ચોથો પગ મુકી શકતુંજ ન હોય. અથવા ચોથો પગ મુકે છે પણ તેનાથી ચાલી શકાતું નથી તેની કુરબાની પણ દુરસ્ત નથી અને જો ચાલતી વખતે પગ (જે ખોડું છે.) જમીનપર ટેકીને ચાલતો હોય અને ચાલવામાં તેનાથી મદદ લેતુ હોય, પણ લંગડાતું ચાલે છે, તો તેની કુરબાની દુરસ્ત છે. (દુ. મુ. જી. ૫)

**૨૧ મસઅલો.** એટલો કમજોર બિલકુલ મરકટ (મરણ તોલ) જનાવર જેનાં હાડકાંઓમાં બિલકુલ ગુદો નહિ રહયો હોય તેની કુરબાની દુરસ્ત નથી. અને જો એટલો બધો કમજોર નહિ હશે તો તેના નબળા હોવાથી કંઈ નુકશાની નથી. તેની કુરબાની દુરસ્ત છે.. પણ સારા તંદુરસ્તી ભરેલા જનાવરની કુરબાની કરવી વધારે સારી છે. (દુ. મુ. જી. ૫)

**૨૨ મસઅલો.** જે જનાવરને બિલકુલ દાંત ન હોય તેની કુરબાની દુરસ્ત નથી. અને જો કેટલાક દાંત પડી ગયા હોય પણ જેટલા પડી ગયા તેના કરતાં વધારે બાકી છે તો તેની કુરબાની દુરસ્ત છે. (દુ. મુ. જી. ૫)

**૨૩ મસઅલો** જે જનાવરને તે પેદા થયું ત્યારથી કાન ન હોય તેની કુરબાની પણ દુરસ્ત નથી. અને જો કાન તો છે પણ બિલકુલ નાના નાના છે તો તેની કુરબાની દુરસ્ત છે. (દુ. મુ. જી. ૫)

÷ બન્નેમાંથી કોઈ પણ એકની કરે પરંતુ એમાં એટલો ખુલાસો છે કે જો પ્રથમના જાનવરની કુરબાની કરે ત્યારે તો ઠીક છે. પણ જો તેમાંથી બીજા જાનવરની કુરબાની કરવાનો વિચાર હોય તો જોવું જોઇએ કે આ ઓછી કીમતનું પહેલા કરતાં તો નથી. જો કમ કીમતનું હોય તો તેટલા પૈસા ગરીબોને ખૈરાત કરી દેવું મુસ્તહબ છે.

**૨૪ મસઅલો.** જે જનાવરને તે પેદા થયું ત્યારથી શીંગડાં ન હોય અથવા શીંગડાં હતા પણ તુટી ગયાં તેની કુરબાની દુરસ્ત છે. પણ જો તે બિલકુલ જડમુળથી તુટી ગયાં હોય તો કુરબાની દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૨૫ મસઅલો.** ખસ્સી કીધેલા બકરા અને મેંઢાની કુરબાની દુરસ્ત છે. જે જનાવરને ખસ થયલી હોય તેની કુરબાની પણ દુરસ્ત છે. પણ જો ખસને લીધે તદ્દન નબળુ થઈ ગયું હોય તો દુરસ્ત નથી. ( દુ. મુ. જી. ૫)

**૨૬ મસઅલો.** કુરબાની વાસ્તે જનાવર ખરીદ કીધા પછી કોઈ એવી ખોડ તેમાં થઈ આવી જેથી કુરબાની દુરસ્ત નથી, તો તેના બદલામાં બીજું જનાવર ખરીદ કરીને કુરબાની કરે પણ જો તે માણુસ ગરીબ હોય કે જેના પર કુરબાની કરવી વાજેબ નથી તો તેવા માણુસને વાસ્તે જાયઝ છે કે તેજ જનાવરની કુરબાની કરી દે. (દુ. મુ. જી. ૫)

**૨૭ મસઅલો.** કુરબાનીનું માસ પોતે ખાય અને પોતાના સગાં વ્હાલાંઓને દીએ, અને ફકીરોને ખેરાત કરે. વધારે સારૂં એ છે કે ઓછામાં ઓછો ત્રીજો ભાગ ખેરાત કરે. ખેરાત કરવામાં ત્રીજા ભાગથી ઓછું કરે નહિ. પણ જો કોઈએ થોડુંજ માંસ ખેરાત કીધું તો પણ કોઈ ગુનો થયો નહિ. (દુ. મુ. જી. ૫)

**૨૮ મસઅલો.** કુરબાનીનું ચામડું જોઈએ તો એમજ ખેરાત કરી દે અથવા તેને વેચી તેની કીંમત ખેરાત કરે. અને તે ચામડાની કીંમતના પૈસા એવા માણુસોને દીએ કે જેઓને ઝકાતનો પૈસા દેવા જાયઝ છે. અને કીંમતના જે પૈસા મળ્યા છે. તેજ પૈસાઓને ખેરાત કરી દેવા જોઈએ. જો તે પૈસા કોઈ કામમાં ખરચી નાંખ્યા અને તેટલાજ પૈસા પોતાની પાસેથી દઈ દીધા તો ઠીક કીધું નહિ. પણ તે ખેરાત અદા થઈ જશે. (દુ. મુ. જી. ૫)

**૨૯ મસઅલો.** એ ચામડાની કીંમતને કોઈ મસીદ સમારવાના અથવા બીજા કોઈ નેક કામમાં લગાડવી દુરસ્ત નથી. ખેરાતજ કરવી જોઈએ. (દુ. મુ. જી. ૫)

**૩૦ મસઅલો.** જો ચામડાને પોતાના કામમાં લીએ જેમકે તેની ચાલણી બનાવી લીધી, અથવા મસક, કે ડોલ, અથવા મુસલ્લો બનાવો એ પણ જાયઝ છે. (દુ. મુ. જી. ૫)

**૩૧ મસઅલો.** માંસ કે ચરબી અથવા છીંછડાં કંઈ પણ કસાઈને મજુરીના પેટામાં નહિ દીએ. પણ મજુરી પોતાની પાસેથી જુદી દીએ. (દુ. મુ. જી. ૫)

**૩૨ મસઅલો.** કુરબાની ( ના જનાવરને બાંધવા અને ઢાંકવા વાપરેલી તે )ની દોરડી કે ઓઢા વિગેરે સઘ ચીજોને ખેરાત કરી દે. (શામી. જી. ૫)

**૩૩ મસઅલો.** કોઈના ઉપર કુરબાની વાજેબ નહિ હતી પણ તેણે કુરબાનીની નેયતથી જનાવર ખરીદી લીધું ત્યારે હવે તે જનાવરની કુરબાની કરી દેવી વાજેબ થઈ ગઈ. (દુ. મુ. જી. ૫)

**૩૪ મસઅલો.** કોઈના ઉપર કુરબાની વાજેબ હતી પણ કુરબાનીના ત્રણે દહાડા ગુજરી ગયા પણ તેણે કુરબાની કીધી નહિ. ત્યારે એક બકરાની અથવા એક ઘેટાની કીંમત જેટલા પૈસા ખેરાત કરી દે. અને જો બકરૂં (અથવા બીજું કોઈ જનાવર) ખરીદી લીધું હતું તો તેજ જનાવરને ખેરાત કરી દે. (દુ. મુ. જી. ૫)

**૩૫ મસઅલો.** જેને કુરબાની કરવાની માનતા (નઝર) માની; પછી તે કામ જેને વાસ્તે માનતા માની હતી પુરૂં થઈ ગયું, ત્યારે હવે કુરબાની કરવી વાજેબ છે. પછી (ત નઝર માનનારો) ગમે તો પૈસાવાળો હોય કે ન હોય અને તે માનતાની કુરબાનીનું તમામ માંસ ફકીરોને ખેરાદ કરી દે. પોતે નહિ ખાય તેમજ પૈસાવાળા લોકોને પણ નહિ દીએ. (જો તે ભુલથી પોતે ખાધું હોય અથવા પૈસાવાળા લોકોને ખવાડ્યું હોય તો) જેટલું પોતે ખાધું અથવા પૈસાવાળા માણુસોને દીધું હોય તેટલું (માંસ) ફરીથી ખેરાત કરવું પડશે. (દુ. મુ. જી. ૫)

**૩૬ મસઅલો.** જો પોતાની મરજીથીકોઇ ગુજરી ગયેલા માણસને સવાબ પોહોંચાડવાની નૈયતથી કુરબાની કરે તો તેનાં માંસમાંથી પોતે ખાવું બીજાઓને ખવડાવવું વ્હેંચવું સૌ દુરસ્ત છે, જેવી રીતે કે પોતાની કુરબાનીને વાસ્તે હુકમ છે. (શામી. જી. ૫)

**૩૭ મસઅલો.** પરંતુ જો કોઇ મરનાર વસિય્યત કરી ગયું હોય કે મારા માલમાંથી મારા તરફથી કુરબાની કરવામાં આવે અને તેની વસીયત પ્રમાણે તેના માલમાંથી કુરબાની કરવામાં આવે તો આ કુરબાનીના બધા ગોસ્ત વગેરેને ખેરાત કરી દેવું વાજીબ છે. (શામી. જી. ૫)

**૩૮ મસઅલો.** જો કોઇ માણસ અહીં હાજર નથી અને બીજા માણસે તેના વગર કહે તેના તરફથી કુરબાની કરી તો આ કુરબાની સહી થઇ નહીં. અને જો કોઇ જાનવરમાં એવા માણસનો ભાગ રાખ્યો જે હાજર નથી તેમ તેનો હુકમ પણ નથી, તો એની સાથે બીજાઓની પણ કુરબાની સહી થશે નહીં. (આલમગીરીયાહ જી. ૬)

**૩૯ મસઅલો.** જો કોઇ જાનવર કોઇને ભાગે દીધો * તો એ જાનવરે તે પાલનારના માલેકપણામાં નથી. પણ તે અસલ માલિકનુંજ છે એટલા માટે જો કોઇએ તે પાલનાર પાસેથી ખરીદી કુરબાની આપી તો કુરબાની થઇ નહીં. જો એવું જાનવર ખરીદવું હોય તો અસલ માલિકથી જેણે ભાગે દીધું હોય ખરીદ કરવું. (આલમગીરી જી. ૫)

**૪૦ મસઅલો.** જો એક જાનવરમાં કેટલાક માણસો ભાગીદાર છે અને તે બધા ગોસ્તને આપસમાં વહેંચી નહિ લેતાં એક ઠેકાણે ફકીરો અને ખેશીઓને વહેંચી આપે અથવા પકાવીને ખવાડી દીએ તોપણ જાયઝ છે અને વહેચણી કરશે તો તેમાં બરાબરી જરૂરી છે. (શામી જી. ૫)

**૪૧ મસઅલો.** કુરબાનીની ખાલની કીંમત મજુરીના બદલામાં આપવી જાયઝ નથી, કેમકે એને ખયરાત કરવુ જરૂરી છે. (શામી. જી. ૫)

**૪૨ મસઅલો.** કુરબાનીનો ગોસ્ત કાફિરોને પણ દેવો જાયઝ છે પરંતુ મેહનતાણાના પેટામાં અપાય નહિ. (આલમગીરીયા જી. ૬)

**૪૩ મસઅલો.** અને કોઇ જાનવર ગાભણ હોય તો તેની કુરબાની જાયઝ છે. અને જો બચ્ચુ જીવતું નીકળે તો તેને પણ ઝુબેહ કરી દે. (શામી. જી. ૫)

## અકીકાનું બયાન.

**૧ મસઅલો.** જેને છોકરો કે છોકરી પેદા થાય તો તેને વાસ્તે બેહતર છે કે (જે દહાડે બચ્ચું પેદા થયું તે દહાડાથી) સાતમે દહાડે તેનુ નામ રાખે, અને અકીકો કરે. અકીકો કરવાથી તમામ બલાઓ દુર થઇ જાય છે, અને આફતોથી (બચ્ચું) બચેલું રહે છે. (શામી જી. ૫)

**૨ મસઅલો.** અકીકો કરવાની રીત એ છે કે જો છોકરો (પેદા થયો) હોય તો બે બકરાં કે બે ઘેટાં અને છોકરી (અવતરી)હોય તો એક બકરું કે ઘેટું ઝુબેહ કરે. અથવા કુરબાનીની ગાય (જે ભાગમાં કુરબાની થવાની હોય તે)માં છોકરા વાસ્તે બે ભાગ અને છોકરી વાસ્તે એક ભાગ લઇ લીએ. અને (બચ્ચાંના) માથાના વાળ બોડાવી નંખાવે. અને વાળના બરાબર ચાંદી કે સોનું તોલીને ખેરાત કરી દે. અને જો મન ચાહે તો બચ્ચાના માથામાં કેસર (ઝાફરાન) લગાડે. (શામી. જી. ૫)

**૩ મસઅલો.** જો(બચ્ચું પેદા થયા પછી) સાતમે દહાડે અકીકો નહિ કરે તો જયારે કરે ત્યારે સાતમો દહાડો હોવાનુ ધ્યાન રાખે, એ વધારે સારૂ છે. અને તેની રીત એમ છે કે જે દહાડે બચ્ચું પેદા થયુ હોય તેનાંથી એક દહાડો અગાઉ અકીકો કરી નાંખે. એટલે જો જુમ્માને

* અને આ કુરબાની પણ કુરબાનીનાજ દીવસમાં કરવામાં આવે પરંતુ જો કોઇ જગ્યાનો એ મહાવરો હોય કે માત્ર ઝુબ્હ કરવાને પણ કુરબાની કહેતા હોય તો અને આ મન્નત માનનારની પણ એજ મતલબ હોય તો આ સુરતમાં કુરબાનીના દિવસોની કેદ રહેશે નહીં

દિવસે પેદા થયું હોય તો ( આવતી ) જુમેરાતે અકીકો કરી નાંખે. અને જો જુમેરાતે પેદા થયું હોય તો (આવતા) બુધને દહાડે કરી નાંખે. ગમે ત્યારે કરે તે હિસાબથી સાતમો દહાડો પડશે. (ફતાવા હામેદીયહ જી. ૨)

**૪ મસઅલો.** એ જે રિવાજ (થઈ ગયલો) છે કે જે વખતે બચ્ચાના માથાપર અસ્ત્રો રાખવામાં આવે છે, અને હજામ માથું બોડવું શરૂ કરે છે કે તરતજ તેજ વખતે બકરૂં ઝુબેહ કરવામાં આવે છે; એ બિલકુલ નકામી રસમ છે. શરીઅતમાં સૌ જાયઝ છે; ગમે તો માથું બોડી રહયા પછી ઝુબેહ કરે. અથવા ઝુબેહ કીધા પછી માથું બોડાવે. * પુરાવા અને દલીલો વગર એવી રસમો ઘડી કાઢવી નઠારૂં કામ છે. (મિશકાત જી. ૨)

**૫ મસઅલો.** જે જનાવરની કુરબાની જાયઝ નથી તેનો અકીકો પણ કરવો દુરસ્ત નથી. અને જેની કુરબાની દુરસ્ત છે. તેને અકીકામાં વાપરવું પણ જાયઝ છે. ( કુરબાનીમાં કયા કયા જનાવર દુરસ્ત નથી તેનું બયાન કુરબાનીમા મસઅલાઓમાં જુઓ.) (શામી. જી. ૫)

**૬ મસઅલો.** અકીકાનું ગોશ ગમે તો કાચું વ્હેંચ. અન ગમે તો રાંધીને વ્હેંચે, અને ગમે તો નોતરૂં કરીને (દઅવત દઈને) ખવડાવે, સૌ દુરસ્ત છે. ÷ (શામી. જી. ૫)

**૭ મસઅલો.** અકીકાનું માંસ માબાપ, દાદો, દાદી, નાની વિગેરે, સૌને ખાવું દુરસ્ત છે. (શામી. જી. ૫)

**૮ મસઅલો.** કોઈને (બે બકરા અકીકામાં ઝુબેહ કરવા જેટલી પૈસાની) ગુંજાશ ન હોય અને તેથી કરીને તે છોકરા તરફથી એકજ બકરાનો (કે ઘેટાનો) અકીકો કરે; તો એની પણ કંઈ હરકત નથી જાયઝ છે. અને જો બિલકુલ અકીકોજ નહિ કરે તો પણ કંઈ હરકત નથી. (શામી. જી. ૫)

## હજજનું બયાન.

જે માણસ પાસે જરૂર કરતાં વધારે એટલો ખરચો હોય કે સવારી ઉપર દરમ્યાની ખરચાથી ખાતો પીતો ચાલ્યો જાય, અને હજજ કરીને ચાલ્યો આવે, તેને માથે હજજ ફરઝ થઇ જાય છે. અને હજજની મોટી ફઝીલત આવેલી છે; જેમકે જનાબ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે "જે હજજ ગુનાહો અને બુરાઈયોથી પાક હોય તેનો બદલો જન્નત વગર બીજુ કંઈજ નથી" તેવીજ રીત ઉમરાને વાસ્તે પણ મોટા સવાબનો વાયદો ફરમાવવામાં આવેલો છે.

જેમકે હુઝુર રસૂલુલ્લા હે (સલ) ફરમાવ્યું છે કે "હજજ અને ઉમરો બંને ગુનાહોને એવી રીતે દુર કરે છે કે જેવી રીતે ભઠ્ઠી લોઢાના મેલને દુર કરે છે" અને જેને માથે હજજ ફરઝ હોય અને તે નહિ કરે તેને વાસ્તે બહુજ મોટી ધમકી (દેવામાં) આવેલી છે. જેમકે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે "જેની પાસે ખાવા પીવાનો અને સવારીનો એટલો સમાન હોય કે જેથી તે બેતુલ્લાહ શરીફ સુધી જઈ શકે, અને ફરી તે હજજ નહિ કરે તો, તે યહુદી થઇને મરે, અથવા નસારા થઈને મરે, ખુદાને એની કંઈ પણ દરકાર નથી. અને એ પણ ફરમાવેલું છે કે હજજને તરક કરવી ઇસલામનો તરીકો નથી.

**૧ મસઅલો.** આખી ઉમ્મરમાં એક વખત હજજ કરવી ફરઝ છે. જો ઘણી હજજ કીધી તા એક ફરઝ હજજ અદા થઈ; અને બાકી સૌ નફિલ હજો થઈ. અને તેઓનો પણ બહુજ મોટો સવાબ છે. ( હી. જી. ૧ લી )

**૨ મસઅલો.** જુવાન થાય તે પહેલાં નાનપણમાં જો કોઈએ હજજ કીધી હોય તેની ગણત્રી નથી. * જો પૈસાદાર હોય તો જુવાન

* બન્ને રીતે જાએઝ છે પણ હઝરત અતાએ ફરમાવ્યું છે કે બેહતર એ છે કે ઝુબ્હ કરવા પહેલાં માથું બોડાવવું જોઈએ.

÷ અકીકાના જાનવરના હાડકાં નહીં તોડવા સારા છે. અને જો તોડી નાખવામાં આવે તો પણ કંઈ વાંધો નથી.

* એટલે તેનાથી ફરઝ હજજ અદા થશે નહીં એ મતલબ નથી કે સવાબ પણ મળશે નહીં પણ નફિલ હજજનો મોટો સવાબ મળશે.

થયા પછી ફરીથી હજ્જ કરવી ફરઝ છે. અને જે હજ્જ તેણે નાનપણમાં કીધી છે તે નફિલ છે. (હી. જી. ૧ લી)

**૩ મસઅલો.** આંધળી ઓરત (અથવા મરદ) પર હજ્જ ફરઝ નથી પછી ગમે તેવી માલદાર કેમ ન હોય. (હી. જી. ૧લી)

**૪ મસઅલો.** જ્યારે કોઇના ઉપર હજ્જ ફરઝ થઇ ગયો ત્યારે તરતજ તેજ વરસે હજ્જ કરવી (તેના ઉપર) વાજેબ છે. વગર ઉજરે વાર લગાડવી અને એમ વિચારવું કે હજી ઉમ્મર ઘણી બાકી છે, ફરી કોઇ વરસે કરી લેશું એ દુરસ્ત નથી. ફરી બે ચાર વરસ પછી પણ જે હજ્જ કરશે તો અદા તો થશે પણ (વાર લગાડવાથી) ગુનેગાર થશે. (હી. જી. ૧ લી)

**૫ મસઅલો.** હજ્જ કરવાને વાસ્તે રસ્તામાં પોતાના ધણી અથવા મહરમ (કે જેની સાથે કદી પણ નિકાહ કરવું શરીઅતમાં દુરસ્ત નથી તે) નું સાથે હોવું પણ જરૂરી છે. તે (મહરમ) ને સાથે લીધા વગર હજ્જને વાસ્તે જવું દુરસ્ત નથી. પણ મક્કા શરીફથી જે એટલે દુર રહેતી હોય કે તેણીના ઘરથી મક્કા શરીફ સુધી ત્રણ મનઝિલ નહિ થતી હોય તો ધણી અથવા મહરમને સાથે લીધા વગર જવું પણ દુરસ્ત છે. (દુ. મુ. જી. ૨)

**૬ મસઅલો.** જે તે મહરમ નાબાલેગ (નાની ઉમ્મરનો) અથવા એવો બેદીન (ખરાબ ચાલનો) હોય કે મા કે બેન વિગેરેને વાસ્તે પણ તેના પર ભરોસા નહિ રખાય તો તેની સાથે જવું પણ દુરસ્ત નથી. (હી. જી. ૧લી)

**૭ મસઅલો.** સાથે જવા વાસ્તે જ્યારે કોઇ મહરમ મળી જાય ત્યારે હવે જે ધણી પોતાની ધણીઆણીને હજ કરવા જવાને રોકાણ કરે તો એ વાત ધણીને જાયઝ નથી. જે ધણી રોકાણ કરે તો પણ તેની વાત માને નહિ અને ચાલી જાય. (હી. જી. ૧ લી)

**૮ મસઅલો.** જે છોકરી હજી જુવાન થઇ નથી પણ જુવાનીને લગભગ પાસે પહોંચી છે તેને પણ શરએ શરીફે ઠેરવેલા મહરમ વગર જવું દુરસ્ત નથી. તેમજ ગેર મહરમ સાથે જવું પણ તેણીને જાયઝ નથી. (હી. જી ૧ લી)

**૯ મસઅલો.** જે મહરમ તેણીને હજ્જ કરાવવા વાસ્તે લઇ જાય તેનો તમામ ખર્ચો તેના પરજ વાજેબ છે; જે કંઇ ખરચ થાય તે દીએ. (હી. જી. ૧ લી)

**૧૦ મસઅલો.** જે આખી ઉમ્મર એવો મહરમ નહિ મળ્યો જેની સાથે સફર કરી શકે તો હજ નહિ કરવાનો ગુનો થશે નહિ. પણ મરતી વખતે એવી વસીઅત કરી જવી વાજેબ છે કે મારા તરફથી હજ કરાવશો. મરી જવા પછી તેના વારસો તેણીનાજ માલમાંથી કોઇ માણસને ખરચો દઇને મોકલે કે તે જઇને તે મુડદાના તરફથી હજ કરીને આવે. તેથી કરીને તેના માથાપરથી હજ ઉતરી જશે. અને એ હજને જે બીજાના તરફથી કરવામાં આવે છે હજ્જે બદલ કહે છે. (હી. જી. ૧ લી)

**૧૧ મસઅલો.** જે કોઇને માથે હજ ફરઝ હતો અને તેણીએ સુસ્તી કરીને વાર લગાડી દીધી પછી તે આંધળી થઇ ગઇ અથવા એવી માંદી પડી ગઇ કે બિલકુલ સફર કરવા લાયક રહી નહી, તો તેણીને પણ હજ્જે બદલની વસીયત કરી જવી જોઇએ. (શામી. જી. ૨)

**૧૨ મસઅલો.** જે તેણી એટલું માલ છોડીને મરી ગઇ કે કરજે વિગેરે દેતાં ત્રીજા ભાગમાંથી હજ્જે બદલ કરાવી શકીએ છીએ, ત્યારે તો વારસો ઉપર તેણીની વસીયતનું પુરૂં કરવું, અને હજ્જે બદલ કરાવવું વાજેબ છે, અને જે માલ થોડો હોય કે જેથી માલના ત્રીજા ભાગમાંથી હજ્જે બદલ નહિ થઇ શકતો હોય તો તેણીનો વલી હજ કરાવે નહિ× પણ જે

× મતલબ એ છે કે જે શહેર કે ગામમાં રહે છે ત્યાંથી નહીં કરાવે. પરંતુ જે શહેરથી તેટલા માલમાં હજ માટે કોઈ જઈ શકે ત્યાંથી મોકલી દે. અને તે માલ જેની વસીયત કરી છે એટલો છે કે તેટલામાં જ્હેંથી હજ માટે જઈ શકે તો વાલીને જોઇએ કે રૂપીઆ કોઈ જનાર હાજીને સાથે જ્હે પહોંચાડે કે ત્યાંથી કોઈને હજ્જે બદલ માટે ગોઠવણ કરી લે.

એમ કરે કે મુરદાના માલનો ત્રીજો ભાગ દીએ અને તે ઉપરાંત જેટલો વધુ ખર્ચ થાય તે પોતે દઈ દીએ, તો અલબત્ત હજ્જે બદલ કરાવી શકે છે. સાર એ કે મુરદાના માલમાંથી ત્રીજો ભાગ કરતાં વધુ દીએ નહિ પણ જો તેણીના તમામ વારસો પોતાની ખુશીથી રાજી થઈ જાય કે અમે પોતાનો હિસ્સો લેશું નહિ તમે હજ્જે બદલ કરાવી દો તો ત્રીજા ભાગ કરતાં વધારે ખરચવું પણ જાયઝ છે. પણ નાબાલેગ વારસોની રજાનો શરએ શરીફમાં કંઈ ભરોસો નથી. તેથી કરીને તેઓનો હિસ્સો બિલકુલ નહિ લીએ. (દુ. મુ. જી. ૨)

**૧૩ મસઅલો.** જો તેણી હજ્જે બદલની વસીયત કરીને મરી ગઈ પણ માલ ઓછો હતો તેથી કરીને ત્રીજા ભાગમાં હજ્જે બદલ થઈ શકયો નહિ, અને ત્રીજા ભાગ કરતાં વધારે ખરચવાને વારસોએ ખુશી સાથે કબુલ રાખ્યુ નહિ, તેથી કરીને હજ કરાવવામાં આવ્યો નહિ, તો તે બેચારી પર કોઈ તરેહનો ગુનો નથી. (દુ. મુ. જી. ૫)

**૧૪ મસઅલો.** સૌ વસીયતનો એજ હુકમ છે. તેથી જો કોઈના ઉપર ઘણા રોઝા અને નમાઝો કઝા થયલાં બાકી હતાં; અથવા ઝકાત બાકી હતી, અને વસીયત કરીને મરી ગઈ તો માત્ર માલના ત્રીજા ભાગમાંથી એ સૌ કંઈ કરવામાં આવશે. ત્રીજા ભાગ કરતાં વધારે, વારસોની મનની ખુશી વિના ખરચવું જાયઝ નથી, અને એનું બયાન પહેલાં પણ આવી ગયું છે. (દુ. મુ. જી. ૫)

**૧૫ મસઅલો.** તેણીની વસીયત વગર તેણીના માલમાંથી હજ્જે બદલ કરાવવું દુરસ્ત નથી. પણ જો તમામ વારસો ખુશીથી કબુલ રાખે તો જાયઝ છે. અને ઈ. અલ્લાહ ફરઝ હજજ અદા થઈ જશે. પણ નાબાલેગની રજા આપવી માતબર નથી. (શામી. જી. ૨)

**૧૬ મસઅલો.** જો તે ઓરત ઇદ્દતમાં હોય તો ઇદ્દત છોડીને હજ વાસ્તે જવું દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૧૭ મસઅલો.** જેની પાસે મક્કે જઈ આવવા જેટલો ખરચો હોય, અને મદીના શરીફ જવાનો ખર્ચ ન હોય તેને માથે હજ ફરઝ છે. કેટલાક લોકો સમજે છે કે જ્યાં સુધી મદીના શરીફનો ખરચો પણ પાસે નહોય ત્યાં સુધી જવું ફરઝ નથી એ તદન ખોટો વિચાર છે. (દુ. મુ. જી. ૨)

**૧૮ મસઅલો.** એહરામમાં ઓરતને મોં ઢાંકવા વાસ્તે લુગડું મોંથી લગાડવું દુરસ્ત નથી. આજકાલ એ કામ વાસ્તે એક જાળીવાળો પંખો વેચાતો મળે છે; તેને ચહેરા ઉપર બાંધી લેવું જોઈએ, અને આંખો આગળ જાળીને રાખે તેના ઉપર બુરકો પડેલો રહે એ દુરસ્ત છે. (હી. જી. ૧લી)

**૧૯ મસઅલો.** હજના બાકી મસઅલાઓ હજ કીધા વગર સમજી શકાય તેવા નથી, તેમજ યાદ રાખી શકાય તેવા પણ નથી, અને જ્યારે હજ કરવા જઈએ છીએ ત્યારે ત્યાં મોઅલ્લિમ લોકો સઉ શીખાડી દે છે તેથી લખવાની જરૂર જણાઈ નહિ. તેમજ ઉમરાની રીત પણ ત્યાં જવાથી માલમ પડી જાય છે.

## મદીના શરીફની ઝિયારતનું બયાન.

જો શકિત હોય તો હજ પછી અથવા હજ પહેલાં મદીનએ મુનવ્વરામાં હાજર થઈને જનાબ રસુલે મકબુલ સલલલ્લાહો અલેહે વસલ્લમના રોઝા મુબારક અને મસજીદે નબવીની ઝિયારતથી બરકત હાસેલ કરે એને વાસ્તે રસુલે મકબુલે ( સલ. ) ફરમાવ્યું છે કે "કે જે માણસે મારી વફાત પછી મારી ઝિયારત કીધી તેને તેજ બરકત મલશે જેવી કે મારી જીંદગીમાં કોઈએ ઝિયારત કીધી." અને એ પણ ફરમાવ્યું છે કે "જે માણસ ફકત હજ કરે અને મારી ઝિયારતે નહિ આવે તેણે મારી સાથે મોટી બેમરવ્વતી કીધી" અને એ મસીદ (મસજીદેનબવી) ને વાસ્તે આપે (સલ) ફરમાવ્યું છે કે "જે માણસ એમાં એક નમાઝ પઢશે તેને પચાસ હઝાર નમાઝો પઢવા જેટલો સવાબ મળશે." અલ્લાહ તઆલા આપણુને સઉને એ

દોલત નસીબ કરે અને નેક કામોની તોફીક ઇનાયત કરે, આમીન યારબ્બલ આલમીન. (દુ. મુ. જી. ૨)

## મન્નત (માનતા) માનવાનું બયાન.

**૧ મસઅલો.** કોઈ કામપર ઇબાદત * કરવા વાસ્તે કોઇ નઝર માની, ફરી તે કામ પૂરૂં થઈ ગયું કે જેને વાસ્તે મન્નત માની હતી તો હવે મન્નતનું પુરૂં કરવું વાજેબ છે. જો મન્નતને પુરી નહિ કરશો તો બહુજ ગુનો થશે. પણ જો કોઇએ ખોટી મન્નત લીધી હોય જે શરેશરીફની રૂએ માતબર નથી તો તેનું પુરૂં કરવું વાજેબ નથી જેમકે અમે આગળ બયાન કરીશું. (દુ. મુ. જી. ૩)

**૨ મસઅલો.** કોઈએ કહયું કે ઓ અલ્લાહ તઆલા જો મારૂં ફલાણું કામ થઈ જાય તો પાંચ રોઝા રાખીશ, તો જ્યારે કામ થઈ જશે ત્યારે પાંચ રોઝા રાખવા પડશે. અને જો કામ નહિ થયું તો રાખવા પડશે નહીં. જો ફક્ત એટલુંજ કહ્યું કે પાંચ રોઝા રાખીશ તો તેને અખત્યાર છે જોઇએ તો પાંચ રોઝા લગોલગ એક સાથે રાખે અને જોઈએ તો એકેક બબે કરીને પુરા કરી લીએ. બન્ને વાતો દુરસ્ત છે. અને જો નઝર માનતી વખતે એમ કહી દીધું કે પાંચે રોઝા લગોલગ રાખીશ, અથવા દિલમાં એવી નૈયત કીધી ત્યારે તો સૌ એક સાથેજ રાખવા પડશે. જો વચ્ચે એકાદ છુટી જાય તો ફરીથી રાખે. (દુ. મુ. જી. ૨)

**૩ મસઅલો.** જો એમ કહ્યું કે જુમ્માના રોઝા રાખીશ અથવા મોહરમની પહેલી તારીખથી દશમી તારીખ સુધી રોઝા રાખીશ તો ખાસ જુમ્માને દહાડે રોઝો રાખવો વાજેબ નથી, અને મોહર્રમની ખાસ તેજ તારીખોમાં રોઝા રાખવા વાજેબ નથી, જ્યારે ચાહે ત્યારે દશ રોઝા રાખી લીએ. પણ દશે દશ રોઝા લગોલગ રાખવા પડશે પછી ગમે તો મોહર્રમમાં રાખે અને ચાહે તો કોઈ બીજા મહીનામાં, સૌ જાયઝ છે. તેમ જ જો એમ કહ્યું કે "જો આજે મારૂં કામ થઈ જાય તો કાલેજ રોઝા રાખીશ ત્યારે પણ તે ચાહે ત્યારે રાખી શકે છે. (દુ. મુ. જી. ૨)

**૪ મસઅલો.** કોઈએ નઝર માનતી વખતે એમ કહ્યું કે મોહર્રમના મહિનાના રોઝા રાખીશ તો મોહર્રમના આખા મહિનાના રોઝા લગોલગ તેણીને રાખવા પડશે. જો વચ્ચે કોઈ સબબને લીધે પાંચ દશ રોઝા છુટી જાય તો તેના બદલામાં તેટલા રોઝા બીજા રાખી લીએ. સૌ રોઝા ફરીથી રાખે નહિ, અને તેણી એમ પણ કરી શકે છે કે તે નઝરના રોઝા ખાસ મોહરમમાં નહિ રાખતાં બીજા કોઈ મહીનામાં રાખે. પણ લગોલગ રાખવા જોઈએ. (દુ. મુ. જી. ૨)

**૫ મસઅલો.** કોઈએ માનતા લીધી કે મારી ખોવાઈ ગયલી વસ્તુ મળવાથી હું આઠ રકાત નમાઝ પઢીશ. તો તેના મળી જવાથી આઠ રકાત નમાઝ પઢવી પડશે. ગમે તો એક સાથેજ આઠ રકાતની નૈયત બાંધી લીએ. અથવા ચાર ચારની નૈયત કરે. અથવા બબેની, સૌનો તેને અખત્યાર છે. અને જો ચાર રકાતની માનતા લીધી તો ચારે રકાત એકજ સલામે પઢવી પડશે બબ્બે રકાત જુદી જુદી પઢવાથી માનતા પુરી થશે નહીં. (શામી. જી. ૧ લી).

**૬ મસઅલો.** કોઈએ એક રકાત પઢવાની મન્નત માની તો પુરી બે રકાત પઢવી પડશે. જો ત્રણ રકાતની મન્નત કરે તો પુરી ચાર અને જો પાંચ રકાતની નઝર માને તો પુરી છ રકાતો પઢે એવીજ રીતે વધુ ગણત્રીનો હુકમ છે (દુ. મુ. જી. ૨)

**૭ મસઅલો.** એવી રીતે માનતા માની કે દશ રૂપીઆ ખેરાત કરીશ, અથવા એક રૂપીયો ખેરાત કરીશ, તો જેટલા કહ્યા હોય તેટલાજ ખેરાત કરે. જો એમ કહ્યું કે પચાસ રૂપીયા ખેરાત કરીશ. અને તેના પાસે તે વખતે માત્ર દશ રૂપીયા જેટલોજ સંજોગ છે, તો દશ રૂપીયાજ દેવા પડશે. પણ જો દશ રૂપીયા ઉપરાંત કંઈ

* એવી શરતે કે તે ઇબાદત એવા પ્રકારની હોય કે જેનું કરવું કોઇ પણ વખતે ફરઝ અથવા વાજીબ થાય છે.

માલ રાચ રચીલું પણ હોય તો તેની કીંમત પણ તેજ મન્નતમાં સાથે ગણી લેવી પડશે. તેનો દાખલો એમ સમજો કે દશ રૂપિયા રોકડા છે, અને સૌ માલ અસબાબ પંદર રૂપિયાનો છે. એ સૌ મળી પચ્ચીસ રૂપીયા થયા. ત્યારે ફક્ત પચ્ચીસ રૂપીયા ખેરાત કરવા વાજેબ છે. તેથી વધારે કરવા વાજેબ નથી. (દૂ. મુ. શામી જી. ૩)

**૮ મસઅલો.** જો એમ મન્નત માની કે દશ ગરીબોને ખવડાવીશ ત્યારે જો મનમાં એવો વિચાર હોય કે એક વખત ખવડાવીશ અથવા બે વખત ખવડાવીશ ત્યારે તો એવીજ રીતે ખવડાવે. અને જો કંઈ મનમાં ધાર્યું નથી તો દશ ફકીરોને બે વખત ખવડાવે. અને કાચ્ચું અનાજ દીએ તો તેમાં પણ એજ વાત છે કે જો મનમાં કંઈ વીચાર કર્યો નહોતો તો દરેકને એટલું દીએ કે જેટલું અમે ફિત્રના સદકામાં બયાન કર્યું છે. (દૂ. મુ. જી. ૩)

**૯ મસઅલો.** જો એમ કહ્યું (નઝર માની) કે એક રૂપીયાની રોટલી ફકીરોને વ્હેંચીશ તો તેને અખત્યાર છે કે ગમે તો એક રૂપીઆની રોટલી દીએ અને ગમે તો એક રૂપીઆની કોઈ બીજી ચીજ, અથવા એક રૂપીઓ નગદ દીએ. (દૂ. મુ. જી. ૩)

**૧૦ મસઅલો.** કોઇએ એમ કહ્યું કે દશ રૂપીયા ખેરાત કરીશ દરેક ફકીરને એકએક રૂપીયો દઈશ પછી દસે દસ રૂપીયા એકજ ફકીરને દઇ દીધા તો પણ જાયઝ છે. દરેક ફકીરને એક એક રૂપીયો દેવા વાજેબ નથી. જો દશ રૂપીયા વીશ ફકીરોને દીએ તો પણ જાયઝ છે. અને જો એમ મન્નત માની હોય કે દશ રૂપીયા દસ ફકીરોમાં ખેરાત કરીશ ત્યારે પણ જો તે ચાહેતો દસને દીએ અને ગમેતો દશ કરતાં વધારે ફકીરોને દીએ. (દૂ. મુ. જી. ૩)

**૧૧ મસઅલો.** જો એમ કહયું કે દસ નમાઝીઓને અથવા દશ હાફેઝોને ખવડાવીશ; તો દસ ફકીરોને ખવડાવે પછી તેઓ ગમે તો નમાઝી કે હાફેઝ હોય અથવા નહિ હોય (દૂ. મુ. જી. ૩)

**૧૨ મસઅલો.** કોઈએ એમ કહ્યું કે મકકામાં દસ રૂપીયા ખેરાત કરીશ તો મકકામાંજ ખેરાત કરવા વાજેબ નથી. જયાં જોઈએ ત્યાં ખેરાત કરે. અથવા એમ કહયું હતું કે જુમ્માને દહાડે ખેરાત કરીશ અને ફલાણા ફકીરને દઇશ તો, જુમ્માનેજ દહાડે ખેરાત કરવી અને તેજ ફકીરને દેવી કંઈ જરૂરી નથી. તેમજ એક રૂપીઓ ખાસ ઠેરવ્યો અને કહયું કે એજ રૂપીયો અલ્લાહની રાહમાં દઇશ, તો ખાસ તેજ રૂપીયો દેવાની કંઈ જરૂર નથી. ગમે તે દીએ અથવા તેટલુંજ બીજુ કંઈ દીએ. (દૂ. મુ. શામી. જી. ૩)

**૧૩ મસઅલો.** એવી રીતે જો મન્નત માની કે જુમ્મા મસીદમાં નમાઝ પઢીશ અથવા મકકા શરીફમાં નમાઝ પઢીશ, ત્યારે પણ તેની મરજીમાં આવે ત્યાં (મસીદમાં કે ઘરમાં નમાઝ) પઢી લીએ. (શામી જી. ૩)

**૧૪ મસઅલો.** કોઈએ એમ કહયું કે જો મારો ભાઈ સારો થઈ જશે તો એક બકરી ઝુબેહ કરીશ અથવા એમ કહયું કે એક બકરીનું ગોસ્ત ખેરાત કરીશ તો મન્નત થઈ ગઈ. જો એમ કહયું કે કુરબાની કરીશ તો કુર્બાનીના દહાડામાં ઝુબેહ કરવું જોઈએ. અને મઝકુર બંને હાલતોમાં તેનું ગોસ્ત ફકીરો સિવાય બીજા કોઈને દેવું અને પોતે ખાવું દુરસ્ત નથી. જેટલું પોતે ખાય અથવા પૈસાદારોને દીએ તેટલું ફરીથી ખેરાત કરવું પડશે. (દૂ. મુ. શામી જી. ૩)

**૧૫ મસઅલો.** એક ગાય કુરબાની કરવાની મન્નત માની ફરી ગાય નહિ મળી તો સાત બકરીઓ (કુરબાની) કરી દીએ. (દૂ. મુ. શામી જી. ૩)

**૧૬ મસઅલો.** એમ નઝર માનેલી કે મારો ભાઈ (જે પરદેશમાં છે તે) આવે તો દસ રૂપીયા ખેરાત કરીશ. ફરી આવવાની ખબર સાંભળીને તેણીએ તેના આવવા પહેલાંજ રૂપીયા ખેરાત કરી દીધા તો મન્નત પુરી થઈ નહિ તેના આવ્યા પછી ફરીથી ખેરાત કરે. (દૂ. મુ. જી. ૩)

**૧૭ મસઅલો.** જો એવા કામ સારૂ મન્નત માની કે જે કામ થઈ જવાની ઉમેદ રાખે છે અને ઇચ્છા રાખતી હોય કે એ કામ થઈ જાય; જેમકે એમ કહે કે જો હું (માંદગીથી) સારી થઈ જાઉં તો એવી રીતે કરૂં. જો મારો બાપ તેના પર જે મુકદમો ચાલે છે તેનાથી છુટી જાય તો અથવા તેની નોકરી થઈ જાય તો એવી રીતે કરીશ. તો જ્યારે તે કામ થઈ જાય ત્યારે મન્નત પુરી કરે. અને જો એમ કહયું કે જો હું તારી સાથે વાત કરૂં તો એ રોઝા રાખું અથવા એમ કહયું કે આજે હું નમાઝ નહિ પઢું તો એક રૂપીઆ ખેરાત કરૂં. ફરી તેની સાથે વાત કીધી અથવા નમાઝ નહિ પઢી તો ચાહે તો કસમનો કફ્ફારો દીએ, અને ચાહે તો એ રોઝા રાખે, અને એક રૂપીઆ ખેરાત કરે. તેને અખત્યાર છે. (દુ. મુ. છ. ૩)

**૧૮ મસઅલો.** મન્નત માની કે હઝાર વખતે દરૂદ શરીફ પઢીશ. અથવા હઝાર વખતે કલમો પઢીશ. તો મન્નત થઈ ગઈ અને પઢવું વાજેબ થઈ ગયું અને જો કહે કે હઝાર વખત **સુબ્હાનલ્લાહ** પઢીશ અથવા હઝાર વખત **લાહોલ** પઢીશ તો મન્નત થઈ નહિ અને પઢવું વાજેબ નથી. (દુ. મુ. છ. ૩).

**૧૯ મસઅલો.** મન્નત માની કે દસ કુરાને શરીફ ખતમ કરીશ અથવા એક પારો પઢીશ તો મન્નત થઈ ગઈ. (શામી. છ. ૩)

**૨૦ મસઅલો.** એવી મન્નત માની કે અમુક કામ થઈ જાય તો મોલુદ પઢાવીશ તો મન્નતજ થઈ નહિ. અથવા મન્નત કીધી કે ફલાણું કામ થશે તો ફલાણા પીરની કબરપર ચાદર ચઢાવીશ (અથવા ગિલાફ ચઢાવીશ) તો એ મન્નત નહિ થઈ. અથવા શાહ અબ્દુલહક સાહેબ (રૂદોલીવાળા રહ.)નો તોશો માન્યો, અથવા ત્રણ મણની દેગ, અથવા સૈયદ કબીર (રહ.)ની ગાય માની, અથવા મસીદમાં ગુલગુલા ચઢાવવાની અને અલ્લાહપાકનાં તાક ભરવાની મન્નાત (જેમકે હિંદુસ્તાનમાં માનવાનો રિવાજ છે) માની અથવા બડે પીર સાહેબ (રહ.) ની અગ્યારમીની મન્નત માની તો એ મન્નત સહીહ નથી (બલકે એમાં કેટલીક એક તો શીર્ક છે તેનુ પુરૂં કરવું વાજેબ નથી). (દુ. મુ. શામી. છ. ૨)

**૨૧ મસઅલો.** મોલા મુશકિલ કુશાનો રોઝા, આસબીબીનું કુંડું, એ સો તદ્દન ખોટી વાતો અને બાતેલ કામો છે. અને મુશકિલ કુશાનો અથવા કોઈ પણ વલી પેગંબર, જીન, ફરિસ્તાનો રોઝા રાખવો, અથવા તેની મન્નત માનવી શિર્ક છે. (દુ. મુ. શામી. છ. ૨)

**૨૨ મસઅલો.** એવી મન્નત માની કે ફલાણી મસીદ તુટી પડી છે તેને બંધાવી દઈશ. અથવા ફલાણું પુલ બંધાવી દઈશ. તો એ મન્નત પણ સહીહ નથી, તેને માથે કંઈ વાજેબ થયું નથી. (શામી. છ. ૩)

**૨૩ મસઅલો.** જો એમ કહ્યું કે મારો ભાઈ સારો થઈ જાય તો નાચ કરાવીશ, અથવા વાજું વગડાવીશ, અથવા ડુમનીયો ગવાડાશ, (અથવા ઢોલક વગાડીને રત જગો કરીશ.) ત્યારે એ મન્નત (કબીરો) ગુનો છે. સારા થયા પછી એમ કરવુ જાયઝ નથી. (દુ. મુ. છ. ૩)

**૨૪ મસઅલો.** અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈની મન્નાત માનવી જેમકે એમ કેહવું કે એ બડે પીર (રહ) ! જો મારૂં કામ થઈ જાય તો હું તમારે વાસ્તે ફલાણું કામ કરીશ, અથવા કબરો અને મઝારો પર (મન્નત માનવા અને તે કબર વાળાઓથી મદદ માંગવા) જવું, અથવા જ્યાં જીન્નો રહેતા હોય ત્યાં જવું અને મદદ માંગવી, હરામ અને શીરક છે. એટલુંજ નહિ પણ એ મન્નતની ચીઝનું ખાવું પણ હરામ છે. અને કબરો પર જવાની ઓરતો વાસ્તે (હઝરત નબી (સલ.) ની કબર સિવાય હદીસમાં મનાઈ આવેલી છે, હઝરતે (સલ.) એવી ઓરતો પર લઅનત કીધી છે. (શામી. છ. ૧ લી)

## કસમ ખાવાનું બયાન.

**૧ મસઅલો.** વગર જરૂરતે વારંવાર કસમ ખાવી બુરી વાત છે, એમાં ખુદા પાકના નામની

પણીજ હલકાઈ અને બેઇઝઝતી થાય છે. જ્યાં સુધી બની શકે ત્યાંસુધી સાચી વાત ઉપર પણ કસમ નહિ ખાવી જોઇએ.

**૨ મસઅલો.** જેણે અલ્લાહ તઆલાની કસમ ખાધી અને એમ કહ્યું અલ્લાહ કસમ, ખુદા કસમ, ખુદાની ઇઝઝત અને જલાલની કસમ, ખુદાની બુઝુર્ગી અને મોટાઇની કસમ, તો કસમ થઇ ગઈ; હવે તેનાથી વિરૂદ્ધ કરવું જાયઝ નથી. જો ખોદાનું નામ નહિ લીધું ફક્ત એટલુંજ કહી દીધું કે હું સમ ખાઉં છું કે ફલાણું કામ નહિ કરીશ ત્યારે પણ કસમ થઇ ગઈ. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** જો કહે કે ખોદા ગવાહ છે, ખોદાને ગવાહ કરીને કહું છું, ખોદાને હાઝર જાણીને કહું છું ત્યારે પણ કસમ થઇ જશે. (હી. જી. ૧ લી)

**૪ મસઅલો.** કુરઆનની કસમ, કલામુલ્લાહની કસમ; કલામે મજીદની કસમ ખાઇને કંઇ વાત કહી તો કસમ થઈ ગઈ. * અને જો, કલામે મજીદને હાથમાં લઇને અથવા તેપર હાથ મુકીને કંઈ વાત કહી પણ કસમ નહિ ખાધી ત્યારે કસમ થઇ નહિ. (દુ. મુ. શામી. જી. ૩)

**૫ મસઅલો.** જો એમ કહે કે ફલાણું કામ કરૂં તો 'બેઇમાન થઇને મરૂં.' મરતી વખતે ઇમાન નસીબ નહિ થાય, બેઇમાન થઈ જાઉં; અથવા એમ કહ્યું કે જો ફલાણું કામ કરૂં તો હું મુસલમાન નહિ, ત્યારે કસમ થઈ ગઈ. તે (કહેલી) વાતથી જો ઉલટું કરશે તો (કસમનો) કફફારો દેવો પડશે, અને ઇમાન જશે નહિ. (હી. જી. ૧ લી)

**૬ મસઅલો.** જો તે કામ કીધું ÷ હોય તો હાથ તુટી જાય, દીદા (ડાળા) ફુટે, કોઢી થઈ જાય. બદન ફુટી નીકળે, ખોદાનું ગઝબ તુટી પડે, આસમાન ફાટીને પડી જાય, દાણાદાણાની મોહતાજ થઈ જાય, ખોદાની માર પડે ખોદાની ફીટકાર પડે, જો ફલાણું કામ કરૂં તો સુવ્વર ખાઉં, મરતી વખતે કલમો નસીબ નહિ થાય, કેયામતને દહાડે ખોદા અને રસૂલની સામે મોં કાળું થાય. એ વાતોથી કસમ થતી નથી. મચકુર વતોમાંથી કોઈ વાત કહીને પછી તેથી ઉલટું કામ કર્યું હોય તો કફફારો દેવો પડશે નહિ. (દુ. મુ. જી. ૩)

**૭ મસઅલો.** ખુદા શિવાય બીજા કોઇની કસમ ખાવાથી કસમ થતી નથી જેમ કે રસુલુલ્લાહ (સલ) ની કસમ. કાબાની કસમ, મારી આંખોની કસમ, મારી જુવાનીની કસમ, મારા હાથ પગની કસમ, મારા બાપની કસમ, મારા બચ્ચાની કસમ, મારા વ્હાલાઓની કસમ, તમારા માથાની કસમ, તમારા જાનના સોગન, તમારા સોગન, મારા સોગન, એવી રીતે સોગન ખાઇને જો તેથી ઉલટું કરે તો કફફારો દેવો પડશે નહિ. પણ અલ્લાહ તઆલા સિવાય બીજા કોઇના પણ (પછી તે રસુલ હોય, નબી, વલી, ગૌસ, કુતુબ, જીન, ફરીસ્તો, પીર કે શહીદ) સમ એટલે સોગન ખાવા બહુજ મોટો ગુનો છે. હદીસ શરીફમાં એની બહુજ સખત મનાઈ આવેલી છે. અલ્લાહને છોડી બીજા કોઇના સોગન ખાવા એ શિર્ક છે. એનાથી બહુજ બચવું જોઇએ. (દુ. મુ. શામી. જી. ૩)

**૮ મસઅલો.** કોઈએ કહ્યું કે તારા ઘરનું ખાવું મને હરામ છે, અથવા એમ કહ્યું કે ફલાણી વસ્તુ મેં મારા પર હરામ કરી લીધી તો એમ કહેવાથી તે ચીજ હરામ થતી નથી. પણ એ કસમ થઈ ગઈ જો ખાશે તો કફફારો દેવો પડશે. (દુ. મુ. જી. ૩)

**૯ મસઅલો.** કોઈ બીજાના સોગન દેવાથી કસમ થતી નથી, જેમકે કોઈએ તમને કહ્યું કે તમને ખુદાના સોગન એ કામ જરૂર કરશો. તો એ કસમ નહિ થઈ તેથી ઉલટું કરવું દુરસ્ત છે. (દુ. મુ. જી. ૫)

---

* પરંતુ એવી કસમ ખાવા માટે ફુકહાઓ (રહ) એ મનાઈ કરી છે.

÷ પણ એવી કસમથી ઘણુંજ બચવું જોઇએ અને કદી એવી કસમ ખાવી નહીં જોઈએ.

**૧૦ મસઅલો.** કસમ ખાઇને તેની સાથે ઇનશાઅલ્લાહ એ શબ્દ કહી દીધો. જેમકે કોઇ એમ કહે કે ખુદાની કસમ ફલાણું કામ ઇન્શાઅલ્લાહ નહિ કરીશ તો કસમ થઈ નહિ. (હી. જી. ૧ લી)

**૧૧ મસઅલો.** જે કામ થઈ ગયું હોય તેને માટે જુઠી કસમ ખાવી મોટો ગુનો છે. જેમકે કોઈએ નમાઝ પઢી નહિ હોય અને કોઈએ પુછયું તો કહી દીએ કે ખુદાના સોગંદ મેં નમાઝ પઢી લીધી. અથવા કોઇથી ગલાસ તુટી ગયો હોય અને જ્યારે પુછવામાં આવ્યું ત્યારે કહયું કે ખુદાના સોગન મેં નહિ તોડયો; જાણી જોઈને જુઠા સોગન ખાધા તો તેના ગુનાનો કંઈ પાર નથી. અને તેનો કંઈ કફ્ફારો પણ નથી. હવે તો રાત અને દહાડો ખોદા પાકથી તોબા અસતગફાર કરીને પોતાના ગુનાહોની માફી માંગે એ સિવાય બીજું કંઈ થઈ શકતું નથી. અને જે ભૂલથી અથવા દગા ફટકામાં આવીને જુઠી કસમ ખાઈ લીધી તો, જેમકે કોઈએ કહયું કે ખોદાના સમ હજી ફલાણો માણસ આવ્યો નથી. અને પોતાના મનમાં ચોકસ રીતે તેમજ સમજતી હતી કે હું સાચા સમ ખાઈ રહેલી છું, પછી જણાયુ કે તે માણસ તે વખતે આવી ગયું હતું, ત્યારે એ સોગન માફ છે. એમાં ગુનો નહિ થશે અને કફ્ફારો પણ દેવો પડશે નહિ. (હી. જી. ૧ લી)

**૧૨ મસઅલો.** જે એવી વાતપર સમ ખાધા કે જે હજી થઈ નથી પણ હવે પછી થશે, જેમકે કોઈ કહે કે ખુદાના સોગન વરસાદ આજે વરસશે, અથવા ખોદાના સમ આજે મારો ભાઇ (બહાર ગામથી) આવશે. ફરી તે આવ્યો નહીં, અને વરસાદ વરસ્યો નહિ તો (કસમનો) કફ્ફારો દેવો પડશે. (હી. જી. ૧ લી)

**૧૩ મસઅલે,** કોઈએ સમ ખાધા કે આજે કુરાન જરૂર પઢીશ તો હવે કુરાન પઢવું વાજેબ થઈ ગયું. નહિ પઢશે તો ગુનો થશે. અને કફ્ફારો દેવો પડશે. અને જે કોઈએ સોગન ખાધા કે ખોદાના સમ આજે ફલાણું કામ નહીં કરીશ ત્યારે હવે તે કામ કરવું દુરસ્ત નથી. જે કરશે તો કસમ તોડવાનો કફ્ફારો દેવો પડશે,

**૧૪ મસઅલો** કોઈએ ગુનાહ કરવાના સોગન ખાધા કે ખુદાના સમ આજે ફલાણીની ચીજ ચોરી લાવીશ, ખોદાના સમ આજે નમાઝ નહિ પઢીશ, ખોદાના સોગન મારા મા બાપથી કદી બોલીશ નહિ. તો એવા વખતે કસમ તોડી નાંખવી વાજેબ છે. સોગન તોડીને કફ્ફારો દઇ દીએ. નહિતો ગુનેહ થશે. (દુ. મુ. જી. ૩)

**૧૫ મસઅલો.** કોઇએ સમ ખાધા કે આજે હું ફલાણી ચીજ નહિ ખાઇશ. ફરી ભૂલથી ખાધી અને સમ યાદ નહિ રહયા અથવા કોઈએ જોર જુલમથી મ્હોં ચીરીને ખવાડી દીધી ત્યારે પણ કફ્ફારો દીએ. (દુ. મુ. જી. ૩)

**૧૬ મસઅલો** ગુસ્સામાં સમ ખાધા કે તને કદી એક પાઈ પણ નહિ દઈશ. ફરી એક સવાઇ કે એક રૂપીઓ દઈ દીધો ત્યારે પણ સમ તુટી ગયા કફ્ફારો દીએ. (શામી. જી. ૩)

## કસમના કફ્ફારાનું બયાન.

**૧ મસઅલો.** જે કોઈએ કસમ તોડી નાંખ્યા તો તેનો કફ્ફારો એ છે કે દશ મોહતાજોને બે વખત ખવાડે અથવા કાચો અનાજ દીએ અને દરેક ફકીરને અંગ્રેજી તોલથી પોણી બસેર અધોળુ ઘઉં દેવા જોઈએ. પણ બચાવને વાસ્તે બસેર ઘઉં પુરા દઈ દીએ (એટલે આપણે ત્યાંના ચાર શેર). અને જે જવ આપે તો એથી બમણા (આઠશેર) આપે. બાકી સૌ રીત ફકીર ખવડાવવાની તેજ છે જે રોઝાના કફ્ફારાના બયાનમાં આવી ગઈ. અથવા દશ ફકીરોને લુગડું પેહરાવે. દરેક ફકીરને એટલું મોટું લુગડું દીએ જેથી તેના શરીરનો વધારે ભાગ ઢંકાઈ જાય. જેવી કે ચાદર અથવા બહુજ લાંબો કુડતો દઈ દીધો તો કફ્ફારો અદા થઈ ગયા. પણ તે કપડું બહુ પુરાનું હોવું જોઈએ નહિ. જે દરેક ફકીરને એકેક લુંગી અથવા એકેક ઇજાર દઈ દીધી તો કફ્ફારો અદા થયો નહિ. અને જે લુંગીની સાથે

કુડતો પણ હોય તો અદા થઈ જશે. એ બેઉ વાતોમાં તેને અખત્યાર છે; જોઈએ તો લુગડું દીએ અને જોઈએ તો ખાવું ખવાડી દીએ. બન્ને તરેહથી કફ્ફારો તો અદા થઈ જશે. અને એ હુકમ જે બ્યાન થયો એ ત્યારે છે કે જયારે મરદને લુગડું દીએ. અને જો કોઈ ગરીબ ઓરતને કપડું દીએ તો એટલું મોટું હોવું જોઈએ કે આખું બદન ઢંકાય. અને તેનાથી નમાઝ પઢી શકે. એથી ઓછું હશે તો કફ્ફારો અદા થશે નહિ. (દુ. મુ. શામી. જી. ૩)

**૨ મસઅલો.** જો કોઈ એવી ગરીબ હોય કે નહિ ખાવું ખવાડી શકતી અને નહિ લુગડું દઇ શકતી તો લગોલગ ત્રણ રોઝા રાખે. જો જુદા જુદા રાખશે અને ત્રણ રોઝા પુરા કરશે તો કફ્ફારો અદા થશે નહિ. ત્રણે રોઝા લગોલગ એક પછી એક રાખવા જોઈએ. જો બે રોઝા રાખ્યા પછી કોઈ ઉઝરને લીધે વચ્ચે એક રોઝો છુટી ગયો તો હવે ફરીથી ત્રણે રાખ. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** કસમ તોડવા આગળજ કફ્ફારો દઈ દીધો. અને તે પછી કસમ તોડી નાંખી તો કફ્ફારો થયો નહિ. હવે કસમ તોડયા પછી ફરીથી કફ્ફારો દેવો જોઈએ. અને જે કંઈ (પેહલાં) ફકીરોને દઈ ચુકી છે તેને પાછું (તેઓ પાસેથી) લેવુ દુરસ્ત નથી, (દુ. મુ. જી. ૩)

**૪ મસઅલો.** કોઈએ ઘણી વખત કસમ ખાધી એક વખતે કહયું ખોદાના સમ ફલાણું કામ નહિ કરીશ. તે પછી ફરી કહયું ખોદાના સોગન ફલાણું કામ નહિ કરીશ, તેજ દહાડે (એમ ઘણી વખત) કહયું અથવા બીજે કે ત્રીજે દહાડે; સાર એકે એવીજ રીતે ઘણી વખતે કહયું અથવા એમ કહયું ખોદાના સમ, અલ્લાહના સમ કલામુલ્લાહના સોગન, ફલાણું કામ જરૂર કરીશ. ફરી તે કસમ તોડી નાંખી ત્યારે એ સૌ કસમોનો એકજ કફ્ફારો દીએ. (દુ. મુ. જી. ૩)

**૫ મસઅલો.** કોઈને માથે કસમના ઘણા કફ્ફારા એકઠા થઇ ગયા તો પ્રખ્યાત મત પ્રમાણે દરેકને વાસ્તે જુદો કફ્ફારો દેવો જોઈએ. જો પોતાની જીંદગીમાં નહિ દીએ તો મરતી વખતે વસીયત કરી જવી વાજેબ છે.

**૬ મસઅલો.** કફ્ફારામાં તેજ ગરીબોને લુગડાં અથવા ખાવું દેવુ દુરસ્ત છે જેઓને કે ઝકાત દેવી જાયઝ છે. (દુ. મુ. જી. ૩)

## ઘરમાં જવાના સમ ખવાનું બયાન

**૧ મસઅલો.** કોઈએ સમ ખાધા કે હું કદી પણ તારે ઘેર જાઇશ નહિ. ફરી તેના ઉમરા ઉપર ઉભી થઈ ગઈ, અથવા બારણા આગળના છજ્જા (પંડાલ) નીચે ઉભી રહી પણ અંદર દાખેલ થઈ નહિ તો સમ તુટયા નહિ. અને જો બારણાની અંદર ચાલી ગઈ તો સમ તુટી ગયા.

**૨ મસઅલો.** કોઈએ સમ ખાધા કે એ ઘરમાં નહિ જાઇશ ફરી જયારે તે ઘર પડી જઈને તદ્દન ખંડિયેર થઈ ગયું ત્યારે તેમાં ગઈ તોપણ સમ તુટી ગયા. અને જો તે જગ્યા તદ્દન મેદાનજ થઇ ગઈ ચોખી જમીનજ રહી ગઈ અને તે ઘરની કંઈ નિશાની પણ રહી નહિ; અથવા તે જગ્યાએ કોઈએ બેતર કીધું. અથવા કોઈએ મસીદ બંધાવી, કે બગીચો બનાવ્યો ત્યારે તેમાં ગઈ તો કસમ તુટી નહિ. (હી. જી. ૧ લી)

**૩ મસઅલો.** સમ ખાધા કે આ ઘરમાં હું જાઇશ નહિ. ફરી જયારે તે ઘર પડી ગયું અને ફરીથી બંધાવાયું ત્યારે તેમાં ગઈ તો સોગન તુટી ગયા. (હી. જી. ૧ લી)

**૪ મસઅલો.** કોઈએ સમ ખાધા કે તારે ઘેર હું નહિ આવીશ. ફરી ધાબું ઓળંગીને આવી અને છાપરાપર ઉભી રહી તો કસમ તુટી ગઈ, અગરજો તે નીચે ઉતરે નહિ. (હી. જી. ૧ લી)

**૫ મસઅલો.** કોઈએ ઘરમાં બેઠાં બેઠાં સોગન ખાધા કે હવે અહિં કદી નહિ આવીશ તે પછી થોડી વાર બેસી રહી તો કસમ તુટી નહિ. પછી ગમે તેટલા દહાડા ત્યાં કેમ નહિ બેસી રહે. જયારે બાહેર જઈને ફરી આવશે ત્યારે સમ તુટી જશે. અને જો કસમ ખાધી કે આ લુગડું કદી નહિ પેહરીશ, એમ કહી

તરતજ ઉતારી કાઢ્યું તો કસમ તુટશે નહિ. અને જો તરતજ નહિ ઉતાર્યું કેટલીક વાર પેહરી રાખ્યું તો કસમ તુટી ગઈ. (હી. ઝી. ૧ લી)

**૬ મસઅલો.** સમ ખાધા કે એ ઘરમાં કદી રહીશ નહિ. પછી તરતજ તે ઘરમાંથી સામાન ઉઠાવી લઈ જવાનો બંદોબસ્ત કરવો શરૂ કીધો તો કસમ નહિ તુટી. અને જો તેજ વખતે સામાન ઉઠાવવો શરૂ નહિં કીધો પણ કેટલી વાર થોભી ગઇ તો કસમ તુટી ગઈ. (હિ. ઝી. ૧ લી)

**૭ મસઅલો.** સોગન ખાધા કે હવે તારા ઘરમાં પગ મેલીશ નહિ. ત્યારે તેનો અર્થ એ થયો કે હું આવીશ નહિ. જો તે પાલખીમાં સવાર થઈને આવશે, અને ઘરમાં તેજ પાલખી પર બેઠી રેહશે, પગ ભોંયપર મુકશે નહિ ત્યારે પણ સોગન તુટી ગયા. (દુ. મુ. ઝી. ૩)

**૮ મસઅલો.** કોઈએ સોગન ખાઈને કહ્યું કે તારે ઘેર કોઇપણ વખતે જરૂર આવીશ. ફરી તેણીથી આવવાનું બની શક્યું નહિ. ત્યારે જ્યાં સુધી જીવતી છે ત્યાં સુધી કસમ તુટશે નહિ. મરતી વખતે કસમ તુટી જશે. તેણીને જોઈએ કે તે વખતે વસીયત કરી જાય કે મારા માલમાંથી કસમનો કફ્ફારો દઈ દેજો (હિ. ઝી. ૧ લી)

**૯ મસઅલો.** સોગન ખાધા કે ફલાણીના ઘરમાં હું જાઇશ નહિ. તો જે ઘરમાં તેણી રહે છે ત્યાં જવું નહિ જોઈએ. પછી ગમે તો તે તેણીનું પોતીકું ઘર હોય, અથવા ભાડે રહેતી હોય. અથવા કિરાયું આપ્યા વગર રહેવા વાસ્તે માંગી લીધું હોય. (દુ. મુ. ઝી. ૩)

**૧૦ મસઅલો.** કસમ ખાધી કે તારે ત્યાં હું કદી આવીશ નહિ. ફરી કોઈને કહ્યું કે તું મને તારા ખોળામાં લઈને ત્યાં પોંહચાડી દે. તેથી કરીને બીજીએ તેણીને ખોળામાં ઉચકીને ત્યાં પોંહચાડી દીધી ત્યારે પણ કસમ તૂટી ગઈ. પણ જો તેણીએ એમ નહિ કહ્યું પણ તેણીના કહ્યા વગર બીજી કોઈએ તેણીને ઉઠાવીને ત્યાં પોંહચાડી દીધી, તો કસમ નહિ તુટી. તેમજ જો સમ ખાધા કે એ ઘરથી હું કદી નીકળીશ નહિ. ફરી કોઈને કહ્યું કે આ ઘરથી મને ઉંચકી લઇ જા અને તે લઈ ગઈ તો સમ તુટી ગયા. અને જો કહ્યા વગર કોઈ ઉચકી લઈ ગઈ તો કસમ તુટી નહિ. (હિ. ઝી. ૧ લી)

(જે ઠેકાણે "કસમ કે "સોગન કે સમ તુટી ગયા" એમ લખ્યું હોય ત્યાં સમજી લેવું એ ઠેકાણે કસમનો કફ્ફારો દેવો વાજેબ થઈ ગયો. અને જે ઠેકાણે કસમ કે સોગન કે સમ તુટયા નહિ એવું લખ્યું છે ત્યાં સમજી લેશો કે એ ઠેકાણે કસમનો કફ્ફારો લાગુ પડયો નહિ).

## ખાવા પીવાની કસમ ખાવાનું બયાન

**૧ મસઅલો.** સમ ખાધા કે એ દુધ નહિ પીશ ફરી તેજ દુધનું દહીં બનાવી લીધું તો તેના ખાવાથી સમ તુટશે નહિ. (હી. ઝી. ૧ લી)

**૨ મસઅલો.** બકરીનું બચ્ચું પાળેલું હતું તેને વાસ્તે સમ ખાધા કે આ બચ્ચાનુ ગોશ નહિ ખાઇશ. ફરી તે બચ્ચું વધીને મોટી બકરી થઈ ગઈ અને તેનું ગોશ ખાધું ત્યારે પણ કસમ તુટી ગઈ. (હિ, ઝી. ૧ લી)

**૩ મસઅલો.** સોગન ખાધા કે ગોશ ખાઇશ નહિ ફરી માછલી કે કલેજું કે ઓઝળી ખાધી તો કસમ તુટી નહિ. (દુ. મુ. ઝી. ૩)

**૪ મસઅલો.** સોગન ખાધા કે હું આ ઘઉં નહીં ખાઇશ, ફરી તે ઘઉંને દળાવીને રોટલી ખાધી અથવા તેના સત્તૂ (ઘઉંને ભૂંજીને પછી દળીને તેમાં શાકર સાથે પાણી કે ઘી મેળવીને બનાવે છે તે) ખાધા તો સમ તુટી નહી. પણ જો ખાસ તે ઘઉં ઉકાળીને ખાધા અથવા ભુંજીને ચાવી ખાધા તો કસમ તુટી ગઈ. પણ જો તે વખતે એવો ઇરાદો મનમાં કીધો હોય કે તે ઘઉંના લોટની પણ કોઈ ચીજ ખાઇશ નહિ તો દરેક ચીજ ખાધાથી સમ તુટી જશે. (હિ. ઝી. ૧)

**૫ મસઅલો** જો સમ ખાધા કે આ લોટ નહિ ખાઈશ પછી તેની રોટલી ખાવાથી કસમ તુટી જશે. અને જો તેની લ્હાઈ કે હલવો રાંધીને ખાધો તોપણ સોગન તુટી ગઈ, અને જો

તેવુને તેવુંજ કાચું લોટ ખાઈ લીધું તો સોગન ફુટયા નહિ. (હિદાયા. જી. ૧ લી)

**૬ મસઅલો.** સોગન ખાધા કે રોટલી નહિ ખાઇશ તો તે દેશમાં જેટલા અનાજની રોટલી ખવાતી હોય તે સૌ અનાજની નહિ ખાવી જોઇએ. નહિ તો કસમ ટુટી જશે. (હિ. જી. ૧ લી)

**૭ મસઅલો.** સમ ખાધા કે મુંડી નહિ ખાઇશ તો ચકલી, તીતર, મરઘાં વિગેરે પક્ષીઓના માથાં ખાવાથી સોગન ટુટશે નહિ. જો બકરા કે ગાયની મુંડી ખાશે તોજ કસમ ટુટી જશે. (હિદાયા. જી. ૧ લી.)

**૮ મસઅલો.** કસમ ખાધી કે મેવા નહિ ખાઇશ ત્યારે દાડેમ, અંગુર, ખારેક, બદામ, અખરોટ, દરાખ, મોટી દરાખ, અને ખજુર, ખાવાથી સોગન ટુટી જશે. અને જો ખરબુજો, તરબુજ, કાકડી, ચીબડાં અને કેરી ખાધી તો સમ ટૂટયા નહિ. (હિદાયા. જી. ૧ લી)

## નહિ બોલવાના સોગન ખાવાનુ બયાન.

**૧ મસઅલો.** સોગન ખાધા કે ફલાણી ઓરત સાથે બોલીશ નહિ ફરી જ્યારે તે સુઈ રહેલી હોય તે વખતે તેણીની સુવાની હાલતમાં તેણીને કંઈ કહયું. અને તેણીના કહેવાથી તે સુતેલી જાગી ઉઠી તો કસમ ટુટી ગઈ. (દુ. મુ. જી. ૩)

**૨ મસઅલો.** સોગન ખાધા કે માની રજા વિના ફલાણીની સાથે વાત નહિ કરીશ. ફરી માએ રજા દીધી પણ રજા દેવાની ખબર હજી તેણીને થઈ નહિ હતી, અને તેટલામાં તેણીએ જેની સાથે નહિ બોલવાના સમ ખાધેલા તેણીની સાથે વાતચીત કીધી, અને વાત કીધા પછી ખબર થઈ કે માએ રજા દઈ દીધી હતી. ત્યારે પણ કસમ ટુટી ગઈ. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** સોગન ખાધા કે આ છોકરી સાથે કદી નહિ બોલીશ, ફરી જ્યારે તે જુવાન થઈ અથવા ઘરડી થઈ ગઈ, ત્યારે તેણી સાથે વાત કીધી ત્યારે પણ સમ ટુટી ગયા. (હિ. જી. ૧)

**૪ મસઅલો.** સમ ખાધા કે તારી સુરત હું નહિ જોઇશ, તારૂં મોઢું હું નહિ જોવાની, તો તેના અર્થ એ છે કે તારી સાથે મેળાપ નહિ રાખીશ, મળીશ નહિ, જો દુરથી તેણીનો ચેહરો જોયો તો કસમ ટુટી નહિ. (આલમગીરી. શામી. જી. ૩)

## વેચવાની અને ખરીદવાની કસમ ખાવાનુ બયાન.

**૧ મસઅલો.** કસમ ખાધી કે ફલાણી ચીજ હું ખરીદીશ નહિ. ફરી કોઈ બીજાથી કહી દીધું કે તમે મને ખરીદી દીઓ. અને તેણે ખરીદીને દીધી તો કસમ ટુટી નહિ. એવીજ રીતે જો એમ સોગન ખાધા હોય કે હું મારી ફલાણી ચીજ વેચીશ નહિ. ફરી પોતે તો નહિ વેચી પણ બીજાથી કહયું કે તમે વેચી દીઓ. અને તેણે વેચી આપી, તો કસમ ટુટયા નહિ. એવીજ રીતે ભાડે લેવાનો હુકમ પણ સમજવો. જો સમ ખાધા કે આ ઘર હું ભાડે રાખીશ નહિ, ફરી કોઈ બીજાની મારફતે કરાએ લીધું તો સોગન ટૂટયા નહિ. પણ જો સોગન ખાવાથી મતલબ એ હોય કે નહિ પોતે લેશે અને નહિ બીજાની મારફતે તે કામ કરાવશે; તો બીજાની મારફતે તે કામ કરાવવાથી પણ કસમ ટુટી જશે. સાર એકે જે મતલબ મનમાં ધાર્યું હશે તેજ પ્રમાણે સૌ હુકમો લાગુ પડશે અથવા એ કે સમ ખાનાર પડદાવાળી સ્ત્રી હોય અથવા અમીરજાદી હોય કે પોતે જાતે તો વેચતી અથવા ખરીદતી નથી તો એ હાલતમાં જો તે કામ બીજાને કહીને કરાવી લીએ તો પણ કસમ ટુટી જશે. (હિ. જી. ૧)

**૨ મસઅલો.** સોગન ખાધા કે હુ મારા આ છોકરાને મારીશ નહિ ફરી કોઈ બીજાને કહી તે છોકરાને મરાવ્યો તો કસમ ટુટી નહિ. (હિ. જી. ૧)

## રોઝા નમાઝની કસમ ખાવાનું બયાન.

**૧ મસઅલો.** કોઇએ બેવકુફીથી સોગન ખાધા કે હું રોઝો નહિ રાખીશ. ફરી રોઝાની નૈયત કરી લીધી તો એક મિનીટ ગુજરવાથી પણ કસમ તુટી ગઈ. પુરો દહાડો ગુજરવાની રાહ જુએ નહિ. જો થોડીવાર રહીને રોઝો તોડશે તોપણ કસમ તુટવાનો કફ્ફારો દેવો પડશે, અને જો એમ કહ્યું કે એક રોઝો પણ નહિ રાખીશ તો રોઝો પુરો થતી વખતે સમ તુટી જશે. જ્યાં સુધી આખો દિવસ ગુજરી નહિ જાય, અને રોઝો ખોલવાનો વખત નહિ આવે ત્યાં સુધી કસમ તુટશે નહિ. વખત આવવા આગળ રોઝો તોડી નાખ્યો તો કસમ તુટી નહિ. ( હિદાયા. જી. ૧ લી. )

**૨ મસઅલો.** સમ ખાધા કે હું નમાઝ પઢીશ નહિ. ફરી પસ્તાવો કરવા લાગી અને નમાઝ પઢવા ઉભી થઈ તો જ્યારે પેહેલી રકાતનો સિજદો કીધો તેજ વખતે કસમ તુટી ગઈ. અને સિજદો કરવા પેહેલાં કસમ તુટી નહિ. જો એક રકાત પઢવા પછી નમાઝ તોડી નાખી ત્યારે પણ કસમ તુટી ગઈ. અને યાદ રાખજો કે આવી કસમો ખાવી બહુ જ મોટો ગુનો છે. જો એવી મુર્ખાઈ થઈ ગઈ તો તે કસમને તરત તોડી નાંખે, અને તેનો કફ્ફારો દીએ. (હિ. જી. ૧)

## લુગડાં વિગેરેની કસમ ખાવાનું બયાન.

**૧ મસઅલો.** સોગન ખાધા કે આ ગાલીચા ઉપર નહિ સુઇશ. ફરી ગાલીચો પાથરીને તેના ઉપર ચાદર પાથરીને સુતી તો સોગન તુટી ગયા. અને જો ગાલીચા ઉપર બીજો ગાલીચો પાથર્યો અથવા શેત્રંજી પાથરી અને તેના ઉપર સુતી તો સમ તુટયા નહિ. ( હિ. જી. ૧ )

**૨ મસઅલો.** સોગન ખાધા કે ભોંયપર નહિ બેસીશ. ફરી ભોંય પર સાદડી, કે લુગડું કે ગુણો, વિગેરે પાથરી બેસી ગઈ, તો સમ તુટયા નહિ. પણ પોતાનો દુપટો જે ઓઢેલો હતો તેના છેડો પાથરીને બેસી ગઈ તો સમ તુટી ગય. પણ જો એમ હોય કે દુપટો ઉતારીને પાથરી લીધો અને તેપર બેઠી તો સમ તુટયા નહિ. ( હિ. જી. ૧ )

**૩ મસઅલો.** સમ ખાધા કે આ પલંગ કે તખત પર બેસીશ નહિ. ફરી તે ઉપર ગાલીચો કે શેત્રંજી વિગેરે કંઈ પાથરીને બેઠી તો કસમ તુટી ગઈ. જો તે પલંગના ઉપર એક બીજું પલંગ મુક્યું અને તખતના ઉપર એક બીજો તખત મુકયો ફરી ઉપર મુકેલા પલંગ કે તખત ઉપર બેઠી તો સોગન તુટી નહિ. (હિ. જી. ૧)

**૪ મસઅલો.** સમ ખાધા કે ફલાણીને કદી નહવડાવીશ નહિ. ફરી તેણીના મરી જવા પછી તેણીને નહવડાવે તો કસમ તુટી ગઈ. ( હિ. જી. ૧ )

**૫ મસઅલો.** ધણીએ સમ ખાધા કે તને કદી મારીશ નહિ. ફરી ગુસ્સામાં ચોટલો પકડીને ઘસડી, અથવા ગળું મરડી દીધું, અથવા જોરથી કરડયો, તો કસમ તુટી ગઈ, અને જો હસવામાં અને પ્યારમાં કરડી લીધું તો સોગન તુટયા નહિ. ( હિદાયા. જી. ૧ )

**૬ મસઅલો.** સમ ખાધા કે ફલાણીને જરૂર મારીશ. અને તેણી ( જેણીને એણીએ મારવાના સમ ખાધા છે ) પેહેલાંથીજ મરી ચુકી છે. ત્યારે જો તેણીનું મરવું માલમ નહિ હતું તેથી કરીને સમ ખાધા છે તો કસમ તુટશે નહિ. અને જો જાણી જોઇને સમ ખાધા છે ત્યારે સમ ખાવાથી તરત જ સોગન તુટી ગઈ. ( હિ. જી. ૧. )

**૭ મસઅલો.** જો કોઈએ કોઈ કામ કરવાના સોગન ખાધા જેમકે એમ કહયું કે ખોદાના સમ હું જરૂર દાડેમ ખાઇશ ત્યારે પોતાની આખી ઉમ્મરમાં એક વખત ખાઈ લેવું બસ છે, અને જો કોઈ કામ કરવાના સોગન ખાધા હોય તો, જેમકે એમ બોલી કે ખોદાના

સોગન હું દાડમ ખાઇશ નહિ. ત્યારે તો હમેશને વાસતે દાડેમ ખાવું છોડી દેવું પડશે. જ્યારે ખાશે ત્યારે કસમ તુટી જશે. પણ જો એમ હોય કે ઘરમાં દાડેમ, દરાખ, વિગેરે આવ્યાં અને ખાસ કરી તે દાડમોને વાસતે કહયું કે હું નહિ ખાઇશ. ત્યારે એ જુદી વાત છે. તે દાડેમો નહિ ખાવા જોઈએ. તેઓ સિવાય બીજા મંગાવીને ખાય, તો કંઈ હરકત નથી.

## દીનથી ફરી જવા (મુરતદ થવા)નું બયાન.

**૧ મસઅલો.** જો ખોદા ન કરે કોઈ પોતાના ઇમાન અને દીનથી ફરી ગઈ, તો ત્રણ દહાડાની તેને મોહલત દેવામાં આવશે, અને જે વાતનો તેણીને શક પડયો હોય તેનો જવાબ દેવામાં આવશે. જો એટલી મુદ્દતમાં મુસલમાન થઈ ગઈ તો ઠીક, નહિતો હમેશને વાસ્તે કેદ કરવામાં * આવશે. જયારે તોબા કરશે ત્યારે તેને છોડી દેવામાં આવશે. ( હિદાયા જી. ૧ લી )

**૨ મસઅલો.** જયારે કોઈએ કુફરનો કલમો મોંથી બહાર કાઢયો કે તેનુ ઇમાન જતું રહ્યું. અને જેટલી નેકીયો અને ઇબાદત તેણે કીધી હતી સૌ નકામી ( નિષ્ફળ ફોકટ ) ગઈ. ફરઝ હજ ÷ કીધી હતી તો તેપણ તુટી ગઈ હવે જો તોબા કરીને ફરીથી મુસલમાન થઈ તો પોતાનો નિકાહ ફરીથી પઢાવી લીએ અને ફરીથી બીજો હજ કરે. ( દુ. મુ. જી. ૩ )

**૩ મસઅલો.** એવી જ રીતે જો કોઈનો ધણી તોબા તોબા બેદીન થઈ જાય તો પણ નિકાહ તુટી જાય છે. હવે જ્યાં સુધી તોબા કરીને ફરીથી તે નિકાહ નહિ કરે ત્યાં સુધી ઓરતને જોઈએ કે તેની સાથે ( સોહબતનો ) કંઈ સંબંધ ( મેળાપ ) રાખે નહિ. જો કોઈ મામલો ધણી ધણીઆણીના જેવો (સોહબતનો) થયો તો ઓરત પણ ગુનેગાર થશે. અને જો ધણી મચકુર કામને વાસ્તે કંઈ જોર જુલમ કરે તો એ વાતને સૌની આગળ કહી દીએ. કહેવામાં શરમાએ નહિ. દીનની વાતમાં શરમ કેવી ? (દુ. મુ. જી. ૩)

**૪ મસઅલો.** જ્યારે કુફરનો કલમો મોંથી કાઢયો કે ઇમાન જતો રહયો. જો હસવામાં અથવા મસ્કરીમાં કુફરની વાત મોઢેથી કાઢી અને અગર જો તેના દિલમા તે વાત નહિ હતી તો પણ એજ હુકમ છે. જેમકે કોઈએ કહયું કે શું ખુદાને એટલી કુદરત નથી કે ફલાણું કામ કરી દીએ ? તેનો જવાબ દીધો કે "હા, નથી." તો એમ કહવાથી કાફર થઈ ગઈ (દુ. મુ. જી. ૩)

**૫ મસઅલો.** કોઈએ કહયું ચાલો ઉઠો નમાઝ પઢી લીઓ. જવાબ દીધો "કોણ ઉઠ બેસ કરે ?" અથવા કોઈએ રોઝા રાખવા કહયું તો જવાબ દીધો કે "કોણ ભૂખે મરે." અથવા એમ કહયું કે રોઝા તે રાખે જેને ઘેર ખાવાનુ નહિ હોય; એ સૌ કુફર છે. (આલમગરી જી. ૩)

**૬ મસઅલો.** કોઈ ગુનો કરતી જોઈને કોઈએ કહયું "ખોદાથી શું તું બીતી નથી." જવાબ દીધો કે "હા, હું બીતી નથી." તો કાફર થઈ ગઈ. (આલમગીરી. જી. ૩)

**૭ મસઅલો.** કોઈને બુરૂં કામ કરતી જોઈને કોઈએ કહયું શું તું મુસલમાન નથી જે આવા કામો કરી રહેલી છે. જવાબ દીધો કે હા હું નથી. તો કાફર થઈ ગઈ. જો હસી મજાકમાં કહયું હોય ત્યારે પણ એવોજ હુકમ છે. (આ. જી. ૩)

**૮ મસઅલો.** જો કોઈએ નમાઝ પઢવી શરૂ કીધી એકાએક કોઈ મુશીબત આવી પડી અને તેથી કરીને કહયું કે "એ સૌ નમાઝની નેસ્તી છે." તો કાફર થઈ ગઈ (આલમગીરી જી. ૩)

**૯ મસઅલો.** કોઈ કાફરની કોઈ વાત સારી માલમ પડી, તેથી કરીને મનની ઇચ્છાથી

---

* આ હુકમ માત્ર ઓરતોને વાસ્તે છે. મરદોને વાસતે ખુદા બચાવે. જો તે મુરતદ થઇ જાય તો, ત્રણ દહાડા પછી તેને કતલ કરવામાં આવશે.

÷ આ ત્યારે છે કે મુસલમાન થયા બાદ માલદાર હોય અને એટલો માલ હોય કે જેના ઉપર હજ ફરઝ થાય છે.

કહ્યું કે "આપણે પણ કાફિર હોત તો સારૂં થાત કે આપણે પણ એમ કરતે" તો કાફિર થઈ ગઈ. (આલમગીરી. જી. ૩)

**૧૦ મસઅલો.** કોઈનો છોકરો મરી ગયો તેણીએ એમ કહ્યું કે ઓ અલ્લાહ! મારા ઉપર એ જુલમ તેં કેમ કર્યો? મને તેં કેમ સતાવી? તો એમ કહેવાથી કાફિર થઈ ગઈ. (આલમગીરી. જી. ૩)

**૧૧ મસઅલો.** કોઈએ કહયું કે જો ખોદા પાક પણ મને કહે તો પણ એ કામ હું નહિ કરૂં, અથવા એમ કહયું કે જો જીબરીલ (અલે) ઉતરી આવે તો પણ તેવણનું કહેવું માનીશ નહિ, તો કાફર થઈ ગઈ. (આ. જી. ૩)

**૧૨ મસઅલો.** કોઈએ કહયું કે હું એવું કામ કરૂં છું કે ખુદાપાક પણ તે જાણતો નથી, તો કાફિર થઈ ગઈ. (આલમગીરી. જી. ૩)

**૧૩ મસઅલો.** જયારે અલ્લાહ તઆલાની અથવા તેના રસુલની કંઈ બેઅદબી (હિકારત, તિરસ્કાર) કીધી, અથવા શરીઅતની વાતને બુરી સમજી અને તેમાં એબ કાઢી, કુફ્રની વાતને પસંદ રાખી એ સૌ વાતોથી ઈમાન જતો રહે છે.

અને કુફ્રની વાતો જેનાથી ઈમાન જતો રહે છે અમે (બેહેશતી ઝેવરના) પહેલાંજ ભાગમાં તમામ અકીદાઓ બયાન કીધા પછી લખી ગયા છીએ. ત્યાં જોઈ લેવું જોઈએ. અને પોતાના ઈમાનની સંભાળમાં બહુજ સાવચેતી રાખવી જોઈએ. અલ્લાહ તઆલા આપણા સૌના ઈમાન દુરસ્ત રાખે અને ઈમાનપરજ ખાતેમો કરે, આમીન યા રબ્બલ આલમીન.

## ઝુબેહ કરવાનું બયાન.

**૧ મસઅલો.** ઝુબેહ કરવાની રીત એ છે કે જનાવરનું માં કબલા તરફ કરીને તેજ છરી હાથમાં લઈને **બિસ્મીલ્લાહે અલ્લાહોઅકબર** કહીને તેના ગળાને કાપે એટલે સુધી કે ચાર નસો કપાઈ જાય. એક નરખરો (એટલે નાળી કે)જેથી દમ (શ્વાસ) લે છે. બીજી તે નસ કે જેનાથી દાણો પાણી (પેટમાં) જાય છે. અને બે શહરગો કે જે ઓ નરખરાની જમણી અને ડાબી બાજુએ હોય છે. જો મજકુર ચાર નસોમાંથી ફક્ત ત્રણજ કપાઇ ત્યારે પણ ઝુબેહ દુરસ્ત છે. તેનું ખાવું હલાલ છે. અને જો બેજ નસો કપાઈ તો તે જનાવર મુરદાર છે. તેનું ખાવું દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૨ મસઅલો.** ઝુબેહની વખતે બિસમીલ્લાહ જાણી જોઈને નહિ કહી તો તે જનાવર મુરદાર છે અને તેનું ખાવું હરામ છે. અને જો (ઝુબેહ કરનારો બિસમિલ્લાહ પઢવી) ભુલી જાય તો ખાવું તે જનાવરનું દુરસ્ત છે. (હિદાયા જી. ૧)

**૩ મસઅલો.** બુઠ્ઠી (તેજ નહોય તેવી) છરીથી ઝુબેહ કરવું મકરૂહ છે, અને મના છે. કેમકે તેનાથી જનાવરને બહુજ તકલીફ પોહોંચે છે. તેમજ તે (મરીને) ટાઢો પડી જાય તે પેહેલાં તની ખાલ (ચામડું) કાઢવી, હાથ અને પગનાં હાડકાં ભાંગવા, કાપવું, અને મજકુર ચારે નસો કપાઈ જાય તે પછી પણ ગળું કાપ્યાજ જવું એ સૌ મકરૂહ છે. (દુ. મુ. જી. ૫)

**૪ મસઅલો.** ઝુબેહ કરવામાં મરઘીનું ગળું (પુરૂં) કપાઇ ગયું તો તેનું ખાવું દુરસ્ત છે, મકરૂહ પણ નથી. પણ એટલું બધું ઝુબેહ કરવું એ કામ મકરૂહ છે, મરઘી મકરૂહ થઈ નહિ. (હિ. જી. ૨)

**૫ મસઅલો.** મુસલમાનનું ઝુબેહ કરેલુ દરેક હાલતમાં દુરસ્ત છે. પછી ગમે તો ઓરત ઝુબેહ કરે અથવા મરદ; અને ગમે તો તે પાક હોય અથવા નાપાક હોય. દરેક હાલતમાં તેનું ઝુબેહ કીધેલું જનાવર હલાલ છે. અને કાફરનું ઝુબેહ કીધેલું જનાવર ખાવું હરામ છે. (દુ. મુ. જી. ૫)

**૬ મસઅલો.** જે ચીજ ધારવાળી હોય જેવોકે ધારવાળો પથ્થર, શેરડી કે વાંસનું છોડું, સૌથી ઝુબેહ કરવું દુરસ્ત છે. (દુ. મુ. જી. ૫)

## હલાલ અને હરામ ચીજોનું બયાન.

**૧ મસઅલો.** જે જનાવર અને જેટલાં પક્ષીઓ માત્ર શિકાર કરીને ખાતા હોય, અથવા તેઓ ફક્ત ગંધાતી કોહેલી, બદબો વાળી કે નજીસ ચીજો ખાતા હોય, તેઓનું ખાવું જાયઝ નથી. જેવાંકે વાઘ, વરૂ, કોલ્હી, બીલાડી, કુત્રું, વાંદરો, શકરો, ગીધ વિગેરે અને જે એવાં ન હોય જેવાંકે પોપટ, મેના, લાવરી ચલ્લી, તીતર,

પાણીની બદક, કબુતર, નીલગાય, હરણ, બદક, સસલું વિગેરે, સર્વે જાયઝ છે. (દુ. મુ. જી. ૫)

**૨ મસઅલો.** બિજ્જૂ, પાટલાઘો, કાચબો, મધમાખ, ખચ્ચર, ગધેડા(નું ગોશ અને) ગધેડીનું દુધ દુરસ્ત નથી. ઘોડાને ખાવું જાયઝ છે; પણ સારૂં નહિ. દરિયા (અને પાણીના) જનાવરોમાં ફક્ત માછલી હલાલ છે બાકી સૌ હરામ. (દુ. મુ. જી. ૫)

**૩ મસઅલો** માછલી અને તીડ ઝુબેહ કીધા વગર પણ ખાવાં જાયઝ છે. એના સિવાય કોઈ પણ જાનદાર ચીજ ઝુબેહ કીધા વગર ખાવી દુરસ્ત નથી. જ્યારે કોઈ જાનદાર ચીજ મરી ગઇ તો હરામ થઈ ગઈ. (દુ. મુ. જી. ૫)

**૪ મસઅલો.** જે માછલું મરીને પાણીની ઉપર ઉંધું તરતું હોય તેનું ખાવું જાયઝ નથી. (દુ. મુ. જી. ૫)

**૫ મસઅલો.** ઓઝરી ખાવી હલાલ છે. હરામ અથવા મકરૂહ નથી. (શામી. જી. ૫)

**૬ મસઅલો.** કોઈ ચીજમાં કીડીઓ મરી ગઈ તો તેઓને કાઢયા વગર તે ચીજને ખાવી દુરસ્ત નથી. જો એકાદ કીડી પણ ગળામાં ઉતરી ગઈ તો મુરદાર ખાવાનો ગુનો થયો. કેટલાક છોકરાં, એટલુંજ નહિ પણ, મોટી ઉમ્મરના માણસો પણ, ઉમરા (ગુલર) ને તેની અંદરના ઝીણા જીવડાં સાથે ખાય જાય છે. અને એમ સમજે છે કે એના ખાવાથી આંખો દુખવા આવતી નથી. એ હરામ છે; મુરદાર ખાવાનો ગુનો થાય છે. (શામી. જી. ૫)

**૭ મસઅલો.** જે ગોશ હિંદુ વેચતો હોય, અને એમ કેહતો હોય કે મેં મુસલમાનને હાથે જાનવર ઝુબેહ કરાવેલું છે. તેનાથી ખરીદીને ખાવું દુરસ્ત નથી પણ જે વખતથી મુસલમાને ઝુબેહ કીધું હોય જો તે વખતથી કોઇ મુસલમાન બરાબર જોઈ રહયો છે, અથવા તે જવા લાગ્યો ત્યારે બીજો તેને ઠેકાણે બેસી ગયો તો દુરસ્ત છે. (શામી. જી. ૫)

**૮ મસઅલો.** જે મરઘી બદબોવાળી કોહેલી ચીજો ખાતી ફરતી હોય તેને ત્રણ દહાડા ગોંધી રાખીને ઝુબેહ કરવી જોઈએ. ગોંધી રાખ્યા વિના ખાવું **મકરૂહ છે.** (દુ. મુ. જી. ૫)

**૯ મસઅલો.** જેટલી તરેહની શરાબો (દારૂ) છે સૌ હરામ અને નાપાક છે. તાડીનો પણ એજ હુકમ છે. દવાને વાસ્તે પણ તને ખાવું કે પીવું દુરસ્ત નથી. એટલુંજ નહિ પણ જે દવાઓમાં એવી ચીજ પડી હોય, તે દવાઓ લગાડવી કે ચોપડવી જાયઝ નથી. (દુ. મુ. જી. ૫)

**૧૦ મસઅલો.** શરાબ સિવાય બીજી જેટલી ચીજો કેફ (નીશા)ની છે, જેવીકે અફીણ, જાયફળ, જાફરાન (કેસર) વિગેરે તો તેનો હુકમ એ છે કે દવાને વાસ્તે કરીને એટલો ભાગ ખાવો તેઓનો દુરસ્ત છે, કે જેમાં બીલકુલ કેફ (નીશો) ચઢે નહિ. અને જે દવામાં એ ચીજો પડી હોય તે દવાઓને લગાડવી પણ દુરસ્ત છે. અને એટલું ખાવું કે જેમાં કેફ થઈ જાય હરામ છે. (દુ. મુ. જી. ૫)

**૧૧ મસઅલો.** તાડી અને દારૂનો સરકો ખાવો દુરસ્ત છે. (દુ. મુ. જી. ૫)

**૧૨ મસઅલો.** કેટલીક ઓરતો બચ્ચાંઓને અફીણ ખવાડીને સુવાડી દે છે, કે કેફમાં પડયા રહે, રડે નહીં એ હરામ છે. (દુ. મુ. જી. ૫)

**૧૩ મસઅલો.** સોના ચાંદીના વાસણમાં ખાવું પીવું, જાયઝ નથી. એટલુંજ નહિ પણ ચાંદી સોનાની બનાવેલી વસ્તુઓને કોઈ પણ રીતે વાપરવી જાયઝ નથી. જેમકે ચાંદીનાં ચમચા વતી ખાવું પીવું, તેની ખિલાલથી દાંત સાફ કરવા. તેની ગુલાબદાનીથી ગુલાબ છાંટવું તેની સુરમદાની અથવા સળીથી સુરમો લગાડવો, તેના પાનદાનમાં પાનસોપારી વિગેરે રાખવાં, તેની બનાવેલી પ્યાલીથી તેલ ચોપડવું જે પલંગના પાયા ચાંદી સોનાના હોય તેના પર બેસવું કે સુવું, ચાંદી કે સોનાનાં ચોકઠામાં જડેલી આરસીમાં મોં જોવું, એ સૌ હરામ છે. પણ નાની આરસી (કે જેનું ચોકઠું સોના કે ચાંદીનું હોય તેને) શણગાર વાસ્તે પેહરી રાખવુ દુરસ્ત છે. પણ તેમાં કદી પણ મ્હો જુએ નહિ. સાર એ કે એ બન્ને (સોના તથા ચાંદી)ની ચીજોને (ઓરતના ઘરેણાં સિવાય) કોઈ પણ રીતે વાપરવી જાયઝ નથી. (દુ. મુ. જી. ૫)

## પોશાક અને પડદાનું બયાન.

**૧ મસઅલો.** નાના છોકરાઓને કડાં **હાંસ**ળી વિગેરે કોઈ પણ ઘરેણું અને રેશમી

લુગડાં પેહરાવવાં મખમલ પેહરાવવી જાયઝ નથી. એવીજ રીતે રેશમી (લુગડું ચઢાવેલું) અને ચાંદી સોનાનું તાવીઝ બનાવીને પેહરાવવું અને કસુમ્બનું (રાતું) અને કેસર (ઝાફરાન)નું રંગાવેલું લુગડું પેહરાવવું પણ દુરસ્ત નથી. મતલબ એ કે જે ચીજો મરદોને વાસ્તે હરામ છે. તે છોકરાઓને પણ નહિ પેહરાવવી જોઇએ. પણ જો તાણો રેશમી હોય અને વાણો સુતરનો હોય એવા (વણેલાં) લુગડાં છોકરાઓને પેહરાવવા જાયઝ છે. તેવીજ રીતે મખમલના રૂવાં જો રેશમના નહિ હોય તો તે પણ દુરસ્ત છે. અને એ સૌ મરદોને વાસ્તે પણ દુરસ્ત છે. અને ગોટો કિનારી લગાડીને (છોકરાઓને) લુગડાં પેહરાવવાં પણ દુરસ્ત છે. પણ તે ફીત કે કિનારી, કે ગોટો, ચાર આંગળથી વધારે ચોડાં નહિ હોવાં જોઈએ. (દુ. મુ. જી. ૫)

**૨ મસઅલો.** સાચી જરીની ટોપી અથવા બીજું કોઈ પેહરવાનું લુગડું છોકરાઓને વાસ્તે ત્યારે જાયઝ છે,, જ્યારે ઘણું ખીચાખીચ કામ ન હોય. જો એટલું ખીચાખીચ ભરેલું જરી કામ છે કે થોડી દુરથી જોવાથી સૌ જગ્આ જરીના કામથી ભરેલીજ માલમ પડે છે, લુગડું તદ્દન માલમ પડતુંજ નથી; તો તેવા લુગડાનું પેહરવું જાયઝ નથી. એજ હાલ રેશમી ભુરતના કામનું પણ છે, કે જો એટલું ખીચાખીચ હોય તો છોકરાઓને પેહરાવવું જાયઝ નથી. (દુ. મુ. જી. ૫)

**૩ મસઅલો.** બહુજ ઝીણું લુગડું જેવું કે મલમલ, જાલી, બુક, આએરવાં, તેઓનું પેહરવું અને નાંગા રેહવું બંને બરાબર છે. હદીસ શરીફમાં આવેલું છે કે ઘણીએક લુગડાં પેહેરનારી ઓરતો કયામતને દહાડે નાંગી ગણાશે. અને કુડતો અને ચાદર (ઓઢણી) બંને ઝીણા હોય તો એ વધારે નુકસાનકારક છે. (શામી. જી. ૫)

**૪ મસઅલો.** મરદોના જેવા જોડા અને મરદોના જેવી પોતાની સૂરત બનાવવી દુરસ્ત નથી. હઝરતે (સલ.) એવી ઓરતો પર લઅનત કીધી છે. (શામી જી, ૫—આ. જી. ૬)

**૫ મસઅલો.** ઓરતોને ઘરેણાં પેહેરવાં જાયઝ છે. પણ વધારે પેહેરવાં ઠીક નથી. જેણે દુનિયામાં નહિ પેહેર્યા તેણીને આખેરતમાં ઘણાં મળશે. અને જે ઘરેણામાં અવાજ ઝમકારો થતો હોય જેવાં કે ઝાંઝર, પાઝેબ, ઘુઘર્યા વિગેરે તેવાં પેહેરવા જાયઝ નથી. અને ઝમકારાવાળું ઘરેણું છોકરીઓને પેહરાવવું પણ જાયઝ નથી. ચાંદી સોના સિવાય બીજા કોઈ ધાતુનું ઘરેણું પેહેરવું પણ દુરસ્ત છે; જેવા કે પિત્તળ, ગિલીટ, કલ્લાઈ વિગેરેના, પણ વીટી સોના અથવા ચાંદી વગર બીજી કોઈ વસ્તુની * દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૬ મસઅલો.** ઓરતને આખું શરીર માથાથી પગ સુધી ઢાંકી રાખવાનો હુકમ છે. જે મહરમ નહોય તેની આગળ ઉઘાડવું દુરસ્ત નથી. પણ ઘરડી ઓરતને મ્હોં હથેલી અને ગુંટીથી નીચે પગ ઉઘાડવા દુરસ્ત છે. બાકી બીજા શરીરને ઉઘાડવું કોઈ પણ રીતે દુરસ્ત નથી. માથા પરથી ઘણી વખતે દુપટો ખસી જાય છે. અને તેવીજ હાલતે જે મહરમ ન હોય તેવા મરદની સામે તેઓ ચાલી આવે છે, એ જાયઝ નથી. જે મહરમ ન હોય તેવા મરદની સામે એક વાળ પણ ખોલવો નહિ જોઇએ એટલુંજ નહિ પણ જે વાળ કાંસકીમાં તુટે છે અને કાપેલા નખ પણ કોઈ એવી જગ્આએ નાંખે કે કોઈ નામહરમની નજરે પણ પડે નહિ; નહિ તો ગુનેગાર થશે. એવીજ રીતે પોતાના શરીરને એટલે હાથ પગ વિગેરે કોઇપણ શરીરના ભાગને નામહરમ મરદના શરીરથી લગાડવો પણ દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૭ મસઅલો.** જુવાન ઓરતને બીજા મરદની સામે પોતાનું મ્હોં ઉઘાડવું પણ જાયઝ નથી. તેમજ એવી જગ્આએ ઉભી પણ નહિ રહે. જ્યાં કોઈ બીજો મરદ જોઈ શકે. એના ઉપરથી જણાય છે, કે નવી દુલ્હનનું મ્હોં દેખાડવાની જે રસમ છે, કે આખા કુટુંબના મરદો આવીને મ્હોં જુએ છે. તદ્દન જાયઝ નથી અને મોટો ગુનો છે. (દુ. મુ. જી. ૫)

* મરદોને ચાંદી સિવાય બીજી કોઈ પણ વસ્તુની વીટી પેહેરવી જાયઝ નથી; સોનાની પણ નહિ તેમજ કોઇ બીજી ચીજની પણ નહિ. ચાંદીની જાયઝ છે. પણ તે એવી શરતે કે સાડાચાર માશાથી ઓછી હોય.

**૮ મસઅલો.** પોતાના મહરમની સામે મ્હોં, અને માથું, અને છાતી, અને કોણી, અને નળા (પીંડલીઓ) ખુલ્લાં થઇ જાય તો કંઈ ગુનો થતો નથી. અન પટ પીઠ અને જાંગ તેઓની સામે પણ ખુલ્લી નહિ થઈ જવી જોઈએ. (દુ. મુ. જી. ૫)

**૯ મસઅલો.** ડુંટીથી લઈને જાંગોની નીચે સુધી, કોઈ ઓરતની સામે ખોલવું પણ દુરસ્ત નથી. કેટલીક ઓરતો નાંગી એક બીજાની રૂબરૂ ન્હાય છે. એ બહુજ મોટી બેશરમી, અને નાદુરસ્ત વાત છે. છઠ્ઠી અને છિલ્લાની વખતે નાંગી કરીને ન્હવડાવવું, અને એ કામ વાસ્તે તેઓપર દબાણ કરવું દુરસ્ત નથી. ડુંટીથી જાંગો સુધી કદીપણ શરીરને નાંગું કરવું જોઈએ નહિ. (દુ. મુ. શામી. જી. ૫)

**૧૦ મસઅલો.** જો કોઈ નાચારી હોય તો જરૂર જેટલું શરીર દેખાડવું દુરસ્ત છે. જેમકે જાંગમાં ફુલ્લો છે તો ફકત ફુલ્લાની જગ્યાજ ખોલવી; વધારે કદીપણ નહિ ખોલવી. તે વાસ્તે એમ કરવું જોઈએ કે જુની ઇજાર કે ચાદર પેહેરીને ફુલ્લાની જગ્યા જેટલી કાતરી નાંખવી અથવા ફાડી નાંખવી, તેને વાઢકાપ કરનારો વૈદ જોઈ લેશે. પણ તે જગ્યા વૈદ સિવાય બીજા કોઈને જોવી જાયઝ નથી; નહિ ઓરતને અને નહિ મરદને. પણ જો ડુંટી અને જાંગની વચ્ચેની જગ્યામાં નહિ હોય કોઈ બીજે ઠેકાણે હોય તો ઓરતને દેખાડવું જાયઝ છે. તેમજ અમલ એટલે હુકનો (એનીમા) લેતી વખતે ફકત જરૂર જેટલુંજ શરીર ખોલવું દુરસ્ત છે. વધારે ખોલવું દુરસ્ત નથી. એજ હુકમ દાઈનો છે કે જરૂર પડે તે વખતે તેની સામે શરીર ખોલવું દુરસ્ત છે. પણ જેટલી જરૂર હોય તે કરતાં વધારે ખોલવું દુરસ્ત નથી. બચ્ચું પેદા થતી વખતે અથવા કોઈ દવા વાપરતી વખતે ફકત તેટલુંજ શરીર ખોલવું જોઈએ. તદ્દન નાંગી થઈ જવું જાયઝ નથી. તેને વાસ્તે એમ કરવું જોઈએ કે કોઈ ચાદર વિગેરે બંધાવી અને જરૂર જેટલું શરીર દાઈની સામે ખોલાય. જાંગો ખુલ્લી થઈ જવા નહિ પામે. અને દાઈ સિવાય બીજા કોઈને શરીરનું જોવું દુરસ્ત નથી. તદ્દન નાંગા કરી નાંખવું, અને સૌ ઓરતોએ સામે બેસીને જોવું તદ્દન હરામ છે. હઝરતે ( સલ. ) ફરમાવ્યું છે કે છુપી જગ્યાન દેખાડનારી અને છુપી જગ્યાને જોનારી બંને ઉપર ખુદાની લઅનત થજો. એવી તરેહના મસઅલાઓનું બહુજ ધ્યાન રાખવું જોઈએ. ( દુ. મુ. શામી જી. ૫ )

**૧૧ મસઅલો.** ગર્ભવંતી હોય તે વખતે દાઈની પાસ જો પેટ ચોળાવવો હોય તો ડુંટીથી નીચેનો અંગ ખોલવો દુરસ્ત નથી. ચાદર વિગેરે નાંખી લેવી જોઈએ. જરૂર વગર દાઈને દેખાડવું પણ જાયઝ નથી. એવો રિવાજ છે કે પેટ ચાળતી વખતે દાઇ પણ જુએ છે અને ઘરની બીજી મા બેનો પણ જુએ છે એ જાયઝ નથી. (દુ. મુ. શામી જી ૫)

**૧૨ સમઅલો.** જેટલા અંગને જોવું જાયઝ નથી ત્યાં હાથ લગાડવું પણ જાયઝ નથી. તેથી કરીને ન્હાતી વખતે જો અંગને નહિ પણ ખોલે તોએ હજામડીથી જાંગો ચોળાવવી દુરસ્ત નથી. અગરજો કપડાની અંદર હાથ નાંખીને ચોળે. પણ જો હજામડી પોતાના હાથમાં ખીસા (થેલી) પેહરીને લુગડાની અંદર હાથ નાંખીને ચોળે તો જાયઝ છે. (દુ. મુ. જી. ૫)

**૧૩ મસઅલો.** કાફેર ઓરતો જેવીકે ભરવાડી, તંબોલન, કોલણ, ધોબણ, ભંગિયેણ, મોચણ વિગેરે જેઓ ઘરમાં આવે છે, તેઓને વાસ્તે પણ એજ હુકમ છે કે જેટલો પડદો નામહરમ મરદથી છે તેટલોજ મઝકુર ઓરતોથી પણ વાજેબ છે. + મોં, કોણી સુધી હાથો, અને

---

+ મતલબ એ છે કે જેટલો પરદો દરેક નામહરમ ઓરતને દરેક નામહરમ મરદથી છે. એટલે સુધી કે ઘરડી ઓરતને પણ ઘરડા મરદથી તેટલોજ પરદો ફરઝ છે કે માત્ર મ્હો અને બન્ને પહોંચા સુધી અને ધુંટીના નીચે લગી પગના એક બાલ બરાબર ખોલવું પણ દરૂસ્ત નથી. અને એજ મતલબ છે આ કહેવાની કે જેટલો પરદો નામહરમ મરદથી છે. પરંતુ જવાન ઓરતને ગેર મહરમની સામે બદનની કોઈપણ જગ્યા ખોલવી દરૂસ્ત નથી બલકે બધુ બદન ઢાંકીને પણ તેની સામે ન આવે જયારે કે નવા ભપકેદાર કપડાં પહેર્યાં હોય હા, જો એવા મેલા દટ્ટી હોય કે જેના તરફ કોઈનું ધ્યાન પણ ખેચાઇ નહીં ત્યારે એવા કપડાઓ સાથે બધુ બદન ઢાંકી સામે આવ્વું દરૂસ્ત છે.

ગુંટી સુધી પગો સિવાય એક વાળનું ખોલવું પણ દુરસ્ત નથી. એ મસઅલાને ખુબ યાદ રાખશો. સર્વે ઓરતો એનાથી ઉલટું કરી રહેલી છે. મતલબ એકે માથું અને આખો હાથ અને પીંડલી તેઓની સામે ખોલશો નહિ. અને એના ઉપરથી એ પણ સમજી લો કે જો દાઈ જણાવનારી હિંદુ કે મડમ હોય તો બચ્ચું પેદા થવાની જગ્યા તો તણીને દેખાડવી દુરસ્ત છે. અને માથું વિગેરે બીજા બદનના ભાગો તેણીની સામે ખોલવા દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૧૪ મસઅલો.** પોતાના ધણીથી કોઈ જગ્યાનો પરદો નથી. તમને તેની સામે અને તેને તમારી સામે તમામ બદનનું ખોલવું જાયઝ છે. તે પણ જરૂર વગર ખોલવું ઠીક નથી. (દુ. મુ. જી. ૫)

**૧૫ મસઅલો.** જેવી રીતે કે મરદોની સામે આવવું અને શરીર ખોલવું દુરસ્ત નથી, એવીજ રીતે ઝાંકીને મરદોને જોવા પણ જાયઝ નથી. ઓરતો એમ સમજે છે કે મરદો અમને નહિ જુએ અમે તેઓને જોઈ લઈએ તો કંઈ હરકત નથી, એ તદ્દન ખોટી વાત છે. દરવાજાની ફાટમાંથી અગાસીપરથી મરદોને જોવું, દુલહાની સામે આવી જવું, અથવા કોઈ તરેહથી તેઓને જોવું એ સૌ નાજાયઝ છે. (દુ. મુ. જી. ૫)

**૧૬ મસઅલો.** નામહરમની સાથે એકાંતમાં બેસવું અને સુવું દુરસ્ત નથી અગરજો બંને જુદા જુદા અને કંઈક દુર હોય તો પણ જાયઝ નથી. (દુ. મુ. જી. ૫)

**૧૭ મસઅલો.** પોતાના પીરની સામે આવવું એવુંજ છે કે જેવી રીત કોઈ નામહરમ મરદની સામે આવવું. તથી કરીને એ પણ જાયઝ નથી. એવીજ રીતે કોઈનો છોકરો જેને દત્તક કરી લીધો હોય તે પણ તદ્દન નામહરમ છે. છોકરો કરી લેવાથી તે ખરેખર છોકરો થઈ જતો નથી. સૌને તેની સાથે તેજ પ્રમાણે વર્તવું જોઈએ, જેવી રીતે કે બીજા નામહરમો સાથે વર્તવાનો હુકમ છે. એવીજ રીતે જે નામહરમ સગપણ છે. જેમકે દીએર, જેઠ, બનેવી, નણદોઇ, કાકાભાઇ, ફોઈભાઈ, મામાભાઈ વિગેરે એ સૌ શરએ શરીફમાં નામહરમો છે. એ સૌથી મજબુત પડદો રાખવો જોઇએ. (દુ. મુ. જી. ૫)

**૧૮ મસઅલો.** હીજડો, ખ્વાજેસરા, (નાજર) આંધળો વિગેરેની સામે આવવું પણ દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૧૯ મસઅલો.** કેટલીક ઓરતો ચુડી વેચનારને હાથે ચુડીઓ પહેરે છે એ બહુજ ખોટી વાત છે. તેઓ તો શું પણ જે ઓરતો બાહેર નીકળે છે તેઓને પણ તેને હાથે ચુડીઓ પેહેરવી જાયઝ નથી. (દુ. મુ. જી. ૫)

## જુદા જુદા મસઅલાઓ.

**૧ મસઅલો.** દરેક અઠવાડીઆમાં ન્હાઈ ધોઈને ડુંટીની નીચેના અને બગલના વાળ સાફ કરીને શરીરને ચોખ્ખું કરવું મુસ્તહબ છે. * દરેક અઠવાડીયામાં નહિ થઈ શકતું હોય તો પંદરમે દહાડે કરે. વધારામાં વધારે ચાળીશમે દહાડે એથી વધારેની રજા નથી. જો ચાળીશ દહાડા ગુજરી ગયા અને ( મજકુર જગ્યાના ) વાળ દુર નહિ કીધા તો ગુનો થયો (દુ. મુ. જી. ૫)

**૨ મસઅલો.** પોતાના મા બાપ ધણી વિગેરેને નામ લઈ પોકારવું મકરૂહ અને મના છે. કેમકે તેમાં બેઅદબી છે. પણ જરૂરને વખતે જેમ મા બાપનું નામ લેવું પણ જાયઝ છે. એવીજ રીતે ધણીનું નામ લેવું પણ જાયઝ છે. એવીજ રીતે ઉઠતી બેસતી વખતે અને વાતચીત અને દરેક વાતમાં અદબ તાઝીમની સંભાળ રાખવી જોઈએ. (દુ. મુ. જી. ૫)

**૩ મસઅલો.** કોઇ પણ જાનદાર ચીજને આગમાં બાળવી દુરસ્ત નથી. જેવી રીતે કે મધમાખોને બાળવી, અને માકડ વિગેરેને પકડી આગમાં નાંખવા એ સઉ નાજાયઝ છે. પણ જો નાચારી હોય કે વગર બાળે ચાલી નહિ શકે તો મધમાખોને બાળવી, અથવા પલંગમાં ખલખળતું ગરમ પાણી નાંખવું દુરસ્ત છે. ( આલમગીરી જી. ૬ )

**૪ મસઅલો.** કોઈ વાતમાં શરત નાંખવી જાયઝ નથી. જેવી રીતે કે કોઈ કહે કે એક શેર મિઠાઈ ખાઈ જાઓ તો અમે એક રૂપીયો દેશું

* પરંતુ જો કુરબાની કરવાનો ઈરાદો હોય તો તેના માટે મુસ્તહબ છે કે ઝિલહજ ( માસ )ની શરૂઆતથી તે કુરબાની કરીલે ત્યાં સુધી નખ અને વાળ વગેરે શરીરથી જુદા કરે નહીં. પરંતુ વધારે દિવસ ના થઇ ગયા હોય તો જુદા કરી દે અને જો ચાલીસ દિવસથી વધી ગ્યા હોય ત્યારે તો જુદા કરવા વાજિબ છે.

અને જો નહિ ખાઈ શકશો તો અમે તમારી પાસથી લશું. મતલબ એકે જ્યારે બને તરફથી શરત નાંખવામાં આવે તો જાયઝ નથી. પણ જો એકજ તરફથી શરત નાંખવામાં આવે તો જાયઝ છે. (દુ. મુ. જી. ૫)

**૫ મસઅલો.** જ્યારે કોઈ બે માણસો પોતપોતામાં ધીમેથી વાતો કરતા હોય ત્યારે તેઓની પાસે નહિ જવું જોઇએ. સંતાઈને તે વાતો સાંભળવી બહુજ મોટો ગુનો છે. હદીસે શરીફમાં આવેલું છે કે જે કોઈ બીજાઓની વાત છુપી રીતે સાંભળે અને તઓને ખોટું લાગે તો કેયામતને દહાડે તેના કાનમાં ગરમ કરી પીગળાવલું સીસું નાંખવામાં આવશે. એના ઉપરથી જણાઈ આવ્યું કે શાદીમાં દુલ્હા (વર) દુલ્હન (કન્યા)ની વાતો સાંભળવી, અને જોવું બહુજ મોટો ગુનો છે. (તરગીબ મીસ્કાત જોડે)

**૬ મસઅલો.** ધણી સાથે જે વાતો થઈ હોય ÷ જે કંઈ મામલો બન્યો હોય તે વાતોને બીજા કોઈ આગળ કેહવી બહુજ મોટો ગુનો છે. હદીસમાં આવ્યું છે કે એ છુપી વાતોને જાહેર કરનાર ઉપર ખોદાપાકના સઉથી વધારે ગુસ્સો અને ગજબ થાય છે. (તરગીબ અને મીશકાત)

**૭ મસઅલો.** એવી રીત કોઈની સાથે હાંસી મજાક કરવી કે તેને ખોટું લાગે અથવા તને ઈજા થાય દુરસ્ત નથી. મજાક એટલીજ કરવી જોઇએ કે જેથી તેને હાંસી આવે. (મીશકાત આ. જી. ૬)

**૮ મસઅલો.** મુસીબતની વખતે મોત માંગવી અથવા પોતાને બદ દુઆ નાંખવી દુરસ્ત નથી. (દુ. મુ. જી. ૫)

**૯ મસઅલો.** પચ્ચીસી, ચોસર પાના વિગેરે રમવા દુરસ્ત નથી. (મકરૂહ તહરીમી છે.) અને બાજી બોલીને રમે તો એ ખુલ્લો જુવા અને હરામ છે. (દુ. મુ. જી. ૫)

**૧૦ મસઅલો.** જ્યારે છોકરા છોકરી દસ વરસના થઇ જાય તો, છોકરાઓને, મા, બેન, બાઇ વિગેરેની પાસે સુવાડવું, અને છોકરીઓને ભાઈ અને બાપની પાસે સુવાડવું દુરસ્ત નથી. પણ છોકરો જો બાપની પાસ અને છોકરી માની પાસે સુએ તો જાયઝ છે. (દુ. મુ. જી. ૫)

**૧૧ મસઅલો.** જ્યારે કોઈને છીંક આવે તો **અલહમ્દો લિલ્લાહ** કહી લેવું બેહતર છે. અને જ્યારે અલહમ્દો લિલ્લાહ કહયું ત્યારે સાંભળનારીને તેના જવાબમાં **યરહમો કિલ્લાહ** કેહવું વાજેબ છે. નહિ કેહશે તો ગુનેહગાર થશે. અને એ પણ યાદ રાખશો કે જો છીંકનારી ઓરત કે છોકરી છે તો કાફને ઝેરની સાથે (એટલે ઉપર મુજબ) કહો અને જો મરદ કે છોકરો હોય તો કાફને ઝબર (એટલે યરહમાકલ્લાહ) કહો. ફરી છીંકનારી તના જવાબમાં કહે **યગફેરૂલ્લાહો લનાવલકુમ.** પણ છીંકનારીને માથ એ જવાબ વાજેબ નથી પણ મુસ્તહબ છે. (દુ. મુ. શામી. જી. ૫)

**૧૨ મસઅલો.** છીંકવા પછી અલહમ્દો-લીલ્લાહ કેહતાં ઘણાં માણસોએ સાંભળ્યું, તો સૌને યરહમોકિલ્લાહ કેહવું વાજેબ નથી. જો તેઓમાંથી એક પણ કહી દે તો સૌના તરફથી અદા થઈ જશે. જો કોઈએ પણ જવાબ નહિ દીધો તો સૌ ગુનેહગાર થશે. (દુ. મુ. શામી જી. ૫)

**૧૩ મસઅલો,** જો કોઈ વારંવાર છીંકે અને અલહમ્દો લિલ્લાહ કહે તો ફકત ત્રણ વખત યરહમોકલ્લાહ કેહવું વાજેબ છે, તે પછી વાજેબ નથી. (દુ. મુ. જી. ૫)

**૧૪ મસઅલો** જ્યારે હુઝુર (નબી સલ.) નું મુબારક નામ લીએ અથવા પઢે અથવા સાંભળે ત્યારે દરૂદ શરીફ પઢવું વાજેબ થઈ જાય છે. * જો નહિ પઢે તો ગુનો થશે. પણ જો એકજ ઠેકાણે ઘણી વખતે નામ મુબારક લેવાયું તો દરેક વખત દરૂદ પઢવું વાજેબ નથી. એકજ વખતે પઢી લેવું બસ છે. પણ જો જગ્યા બદલી જવા પછી ફરી નામ મુબારક લેવાયું અથવા સાંભળ્યું તો ફરી દરૂદ પઢવું વાજેબ થઈ ગયું. (આલમગીરી જી. ૬)

**૧૫ મસઅલો.** બચ્ચાઓની બાબરી વિગેરે બનાવવી જાયઝ નથી. આખું માથું બોડાવી નંખાવ, અથવા તમામ માથાપર વાળ રખાવે. (શામી જી. ૫)

---

÷ તેવીજ રીતે મરદને પોતાની ઓરતનો હાલ કેહવો દુરસ્ત નથી.

* એવીજ રીતે જ્યારે અલ્લાહનું નામ લેવાય ત્યારે **તઆલા** અથવા **જલ્લ શાનહુ** વગેરે કોઇ તાઝીમનો શબ્દ કહેવો વાજિબ છે. **(આલમગીરીયહ)**

**૧૬ મસઅલો.** અત્તર વિગેરે પોતાના લુગડાઓમાં લગાડવું એવી રીતે કે બીજા મરદોને તેની ખુશબો પોહોંચે દુરસ્ત નથી. ( અબુદાવુદ. અઝીજી. જી. ૨)

**૧૭ મસઅલો.** જે લુગડું પેહેરવું જાયઝ નહિ હોય તેવો પોશાક સીવી આપવું પણ જાયઝ નથી. જેમકે ધણી એવો પોશાક સીવડાવે જે તેને પેહેરવું જાયઝ નથી, તો ઉઝર કરી (સબબ બતલાવી) દે. તેમજ દરજીણ મજુરીથી પણ એવુ લુગડું સીવે નહિ. (શામી. જી. ૫)

**૧૮ મસઅલો.** જુઠા કિસ્સા અને વગર સનદની હદીસો જે જાહેલોએ કંઈ કિતાબોમાં લખી દીધી અને માતબર કિતાબોમાં તેઓના કાંઇ ઠેકાણે પત્તો નથી. જેવી કે નુરનામુ (કેયામત નામું સખાવત નામુ) અને ખુબસુરતી અને ઇશ્કની કિતાબો જેવી અને પઢવી જાયઝ નથી. એવીજ રીતે ગઝલો અને કસીદાઓની કિતાબો, ખાસ કરીને આજ કાલ નીકળેલી નોવેલો ઓરતોને તદ્દન જોવી નાહ જોઈએ. તેઓનુ ખરીદવું પણ જાયઝ નથી. જો પોતાની છોકરીઓ પાસ જુવો તો બાળી નાંખશો. (દુ. મુ. જી. ૫)

**૧૯ મસઅલો.** ઓરતોમાં પણ સલામો અલયકુમ અને મુસાફેહો કરવો સુન્નત છે. એ રિવાજને ફેલાવવો જોઈએ. પોતપોતામાં કર્યા કરવો. (દુ. મુ. જી. ૫)

**૨૦ મસઅલો.** જ્યાં તમે મેહમાન જાઓ ત્યાં કોઈ ફકીરને રોટલી કે ખાણું દેશો નહિ. તે (ધરધણી) ને પૂછ્યા વગર અને રજા લીધા વગર દેવું ગુનો છે. (આલમગીરી જી. ૬)

## કોઈ પડેલી ચીજ મળે તેનું બયાન.

**૧ મસઅલો.** કોઈ રસ્તો કે ગલીમાં કે ઓરતોની મિજલસમાં અથવા પોતાને ત્યાં કંઇ થયું હતું, અથવા વાએઝ પઢાવી હતી, સૌ લોકોના ગયા પછી કંઇ મળી આવ્યું; અથવા કાંઇ ઠેકાણે કોઈની પડી ગયલી ચીજ જડી, તો તેને પાતે લેવી જાયઝ નથી. હરામ છે. જો તે ચીજને ઉઠાવે તો એવી નેયતથી ઉઠાવે કે તેના માલેકને ઢુંઢીને દઈ દેશું (દુ. મુ. જી. ૩)

**૨ મસઅલો.** જો કાંઇ એવી ચીજ મળી અને તેને ઉઠાવી નહિ તો કંઈ ગુનો નથી. પણ જો એવી બીક હોય, કે જો હું નહિ ઉઠાવીશ, તો કાંઇ બીજા લઇ લેશે, અને જેની ચીજ છે, તેને મલશે નહિ, તો તેને ઉઠાવી લેવી, અને તેના માલેકની પોંહચાડવી વાજેબ છે. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** જ્યારે કોઈએ પડેલી વસ્તુ ઉઠાવી લીધી, ત્યારે હવે તેનાપર તે ચીજના માલકને ઢુંઢવું, અને ઢુંઢયા પછી તેને દેવું તને માથે થઈ ગયુ. હવે જો ઉઠાવીને પછી ત્યાંજ નાંખી દીધી, અથવા ઉઠાવીને પોતાને ઘેર લઈ આવી પણ માલેકને ઢુંઢયો નહિ, તો ગુનેગાર થઈ. પછી ગમે તો તે એવી જગ્યા પડેલી હોય કે જ્યાંથી ઉઠાવવી તેને માથે વાજેબ નહિ હતી. એટલે કોઈ એવી બચાવની જગ્યાએ પડેલી હતી, કે નાશ થઈ જવાની બીક નહિ હતી. અથવા એવી જગ્યા હોય કે ઉઠાવી લેવું વાજેબ છે, બંનેના એજ હુકમ છે, કે ઉઠાવી લીધા પછી માલેકને શોધીને પોંહચાડવું, વાજેબ થઈ જાય છે. ફરી ત્યાંજ નાંખી દેવું જાયઝ નથી. (દુ. મુ. જી. ૩)

**૪ મસઅલો.** મરદો અને ઓરતોની મેહફીલો તેમજ એકઠા થવાની જગ્યાએ પોકારી પોકારીને કહે અને ઢુંઢે. જો મરદોમાં પોતે નહિ જઈ શકે તો પોતાના ધણી વિગેરે, કોઈ બીજાને પોકારીને કેહવા વાસ્તે કહે. અને એ વાતને ખુબ જાહેર કરાવે, કે અમને એક ચીજ મળી છે. જેની હોય તે આવીને અમારાથી લીએ. પણ એ વાત સારી રીતે જાહેર નાહ થવા દે, કે શુ ચીજ મળી છે. કે જેથી કોઈ જુઠ અને ધોકાથી નહિ લઈ શકે. પણ કંઈ એવોજ અધુરો પત્તો બતલાવવો જોઈએ; જેમકે એક ઘરેણું છે કે, એક લુગડું છે કે એક બટવો છે કે, જેમાં કંઈ રોકડ છે. જો કોઈ આવે અને પોતાની ચીજનો ઠીક ઠીક પત્તો દીએ, તો તેને સોંપી દેવી જોઈએ (દુ. મુ. જી. ૩)

**૫ મસઅલો.** બહુજ ઢુંઢવા પછી અને જાહેર કીધા પછી જ્યારે તદ્દન નિરાશાજ થઈ જાય કે હવે એનો કોઈ માલેક, વારસ મળશેજ નાહ તો. તે ચીજને ખેરાત કરી દીએ, પોતાની પાસે રાખે નહિ. પણ જો તે જાતે ગરીબ અને કંગાળ હોય તો પોતેજ પોતાના કામમાં લીએ. પણ જો ખેરાત કીધા પછી તેનો માલેક આવી પોહોંચ્યો તો તે તેની કીમત (જેને તે ચીજ

મળી હોય તેની પાસેથી) લઈ શકે છે. અને જો ખેરાત કરી દેવાને તેણે મંજુર રાખ્યું તો તેને ખેરાતનો સવાબ મળશે. (દુ. મુ. જી. ૩)

**૬ મસઅલો.** પાળેલું કબુતર કે પોપટ, મેના, અથવા બીજું કોઈ પક્ષી તણીના ઘરમાં ઉડી આવીને પડી ગયું અને તેણીએ તેને પકડયું, તો માલેકને ઢુંઢીને પોહોંચાડવું વાજેબ થઈ ગયું, પાતે લઈ લેવું હરામ છે. (દુ. મુ. જી. ૩)

**૭ મસઅલો.** બગીચામાં આંબા, કે જમરૂખ વિગેરે, પડેલા છે તો તેઓને વગર રજાએ ઉઠાવવું, અને ખાવું હરામ છે. પણ જો કોઈ એવી હલકી વસ્તુ હોય કે તેવી ચીજને કોઈ ઢુંઢતું નથી, અને તેના લેવાથી અને ખાવાથી કોઈને ખોટું લાગતું નથી, તો તેવી ચીજને વાપરવી દુરસ્ત છે. જેમકે રસ્તામાં એક બોર પડેલું મળ્યું અથવા એક મુઠી બુંજેલા કે કાચા ચણા મળ્યા. ( દુ. મુ. જી. ૩ )

**૮ મસઅલો.** કોઈ મકાન કે જંગલમાં ખજાનો અથવા કંઈ દાટેલો માલ નીકળી આવ્યો તો તેનો પણ તેજ હુકમ છે; જે પડેલી મળી આવેલી ચીજનો હુકમ છે. પોતે લઈ લેવું જાયઝ નથી. ઢુંઢવામાં કોશિશ કરવા પછી જેને માલેકનો પત્તો નાહે મળે, તો તેને ખેરાત કરી દોએ. અને જો પોતે મુફલેસ હોય તો પોતે પણ લઈ શકે છે.*

## વકફનું બયાન.

**૧ મસઅલો.** પોતાની કોઈ મિલકત, જેવી કે ઘર, બાગ, ગામ, વિગેરે ખુદાના રસ્તામાં ફકીરો, ગરીબો, અને ભિખારીઓને માટે વકફ કરી દીધાં, કે એ ગામની તમામ આમદાની (ઉપજ) ફકીરો અને ગરીબોપર ખરચ કરવામાં આવે અથવા બાગના તમામ ફુલ અને ફળો ગરીબોને દઈ દેવાય. એ મકાનમાં મુફલેસ લોકો રહે, બીજા કોઈના કામમાં આવે નહિ. તો એનો બહુ મોટો સવાબ છે. જેટલા નેક કામો છે મરી ગયા પછી બંધ થઈ જાય છે; પણ એ એવું ભલું કામ છે કે જ્યાં સુધી તે મિલકત બાકી રેહશે, કેયામત સુધી તેનો સવાબ મળતો રહેશે. જ્યાં સુધી ફકીરોને આરામ અને ફાયદો પોંહચ્યા કરશે ત્યાં સુધી બરાબર તેણીના અઅમાલનામામાં લખાયા કરશે. (દુ. મુ. શામી. જી. ૩)

**૨ મસઅલો.** જો પોતાની કોઈ ચીજ વકફ કરે તો કોઈ સારા, નેક, ભરોસેદાર માણસને સોંપે, કે જે તેની દેખરેખ કરે, કે જેથી જે કામને વાસ્તે તે વકફ કીધી છે, તેમાંજ ખરચ થયા કરે, કોઈ ઠેકાણે નકામો ખરચ થઈ શકે નહિ. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** જે ચીજ વકફ કરી દીધી, હવે તે ચીજ તેણીની નહિ રહી, અલ્લાહ તઆલાની થઈ ગઈ. હવે તેને વેચવી કોઈને દુરસ્ત નથી, હવે તેમાં કોઈ માણસ પોતાનો દખલ દઈ શકતો નથી. જે કામને વાસ્તે વકફ છે તેજ કામ તેનાથી લેવામાં આવશે. બીજું કંઈ થઈ શકતું નથી. (હીદાયા જી. ૧ લી)

**૪ મસઅલો.** મસીદની કોઈ વસ્તુ, જેવી કે ઈંટો, કોલ, ચુનો, લાકડાં પથ્થર વિગેરે, કોઈ પણ વસ્તુ પોતાના કામમાં લેવી જાયઝ નથી. પછી તે ગમે તેવી નકામી કેમ નહિ થઈ ગઈ હોય. એટલે પોતાના ઘરના કામમાં નહિ લેવી જોઈએ. પણ તેને વેચીને મસીદનાજ ખર્ચમાં લગાડી દેવી જોઈએ. (દુ. મુ. શામી. જી. ૩)

**૫ મસઅલો.** વકફમાં એવી શરત કરી લેવી દુરસ્ત છે કે "જ્યાં સુધી, હું જીવતી છું ત્યાં સુધી મજકુર વકફની આમદનીમાંથી અર્ધી અથવાતો તેનો ત્રીજો ભાગ પાતાના ખરચમાં લાવ્યા કરીશ. ફરી મારા પછી ફલાણી નેક જગ્યામાં ખરચ થયા કરે." જો એમ કહ્યું તો તેટલી આમદાની તેણીને લઈ લેવી જાએઝ અને હલાલ છે. અને એ બહુજ સેહલી રીત છે, કે તેની અંદર પોતાને પણ કોઈ વાતની તંગી થવાની બીક નથી, અને મિલકત પણ વકફ થઈ ગઈ, તેવીજ રીતે જો એમ શરત કરી દે કે એની આમદાનીમાંથી મારી ઓલાદને તો આટલું અપાય ફરી જે બાકી રહે તે રકમ તે નેક (કામ, કે નેક) જગ્યાએ ખરચ કરવામાં આવે. એ પણ દુરસ્ત છે. અને તેણીનાં બચ્ચાઓને તેટલુંજ દઈ દેવામાં આવ્યા કરશે. (હિદાયા જી. ૧ શામી જી. ૩)

**[ સમાપ્ત. ]**

* તે વસ્તુ પોતે લીએ અથવા બીજા કોઈને ખેરાત કરે પરંતુ જ્યારે માલિક આવી તેના ખેરાત કરવાને અથવા તેના રાખી લેવાને રાઝી નહીં હોય તો તેને પોતાની પાસેથી તે ચીજ આપવી પડશે.